— "વાંચવા લાયક અતી રસીક નોવેલ." —

# કઠોર કચ્છી

કે

# ઉછળતું મુડદું.

## ભાગ ૧ લો.

કર્તા—

ઉશમાનભાઈ કરીમભાઈ ખત્રી.

—પ્રસિદ્ધ કર્તા—
મંગળદાસ લલ્લુભાઈ નારણદાસ બુકસેલર
લીમડાચોક—સુરત.

—સોલ એજંટ—
બુકસેલર લલ્લુભાઈ નારણદાસ લીમડાચોક-સુરત.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦.

ઈ. સ. ૧૯૨૨. સંવત ૧૯૭૭.

કીમ્મત રૂપીઆ અઠો.

અનાવિલ પ્રેસ. સુરત.

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસ બરાનપુરી ભાગળ—સુરત.
છપાવી પ્રસિદ્ધ કરનાર:—મંગળદાસ લલ્લુભાઇ બુકસેલર
લીમડાચોક—સુરત.

# અર્પણ પત્રિકા.

## રા. રા. શ્રીયુત મહાષય.

**વૈદ્ય ધીરજરામ દલપતરામ**

**મુ૦ સુરત.**

આપ મારાતરફ ઘણા લાંબા વખતથી અતુલભાવના રાખતા આવ્યા છો. અને રાખોછો. તેને માટે આપશ્રીનો મોટો ઉપકાર માનું છું. આપશ્રીનો માયાળુ સ્વભાવ, પરોપકારીવૃત્તિ, પ્રાણી માત્ર પર દયાભાવ, વિગેરે સદ્ગુણોથી સર્વની સાથે સદ્વર્તન રાખી, આપના ઉચ્ચ સંસ્કારોનું બીજ મારા હૃદય ક્ષેત્રમાં વાવી મને આજદીન સુધીમાં કેટલાંક અજ્ઞાનતાના અંધકારમાંથી દુરકરી આપશ્રીએ જેજે બોધદાયક અમૃતમય વચનો કહ્યાં છે. તેની કીંમત ગણેલી ગણાય તેમ નથી, આપશ્રીએ મારેમાટે જેજે ભલીલાગણી બતાવીછે. તેને માટે આપશ્રીનેજ મારા તરફથી પ્રગટ થતું આ પુસ્તક સપ્રેમ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. તે સ્વિકારી મને કૃત કૃત્ય કરશોજી.

લી૦ હું છું આપનો સ્નેહાધીન સેવક

**બુકસેલર મંગળદાસ લલ્લુભાઈ**

# પ્રસ્તાવના.



વ્હાલા સુજ્ઞ વાંચક બંધુઓ, આને પ્રસ્તાવના કહો કે ઉપોદ્‌ઘાત કહો પણ હું તો નીચેની થોડીજ લીટીઓ લખવા રજા લઉં છું.

હાલના જમાનામાં કેટલીક નવલ કથાઓ સારા લેખકોના હસ્તથી લખાઈ ગએલી છે. તેમાં અલ્પ બુધ્ધિના એક લેખકની "કઠોર કચ્છી કે ઉછળતું મુદ્દઈ" નામની નોવેલનો વધારો કરશો. અને આ નોવેલને તસ્દી લઇ તમારા કોમળ હસ્તથી ઉપાડી વાંચવા આપ સુજ્ઞ બંધુઓને ભલામણ કરૂં છું. અને આપ મારા હુકમને નહિં પણ મારી પ્રાર્થના સ્વીકાર કરશો.

જે લખે છે, વાંચે છે અને તેનું મનન કરી બીજા પાસે તેનો ખુલાસો કરે છે. તેજ વિદ્વાન અને ડાહ્યો છે. કુંદન ચોખ્ખું હોય છે. છતાં દરેક મનુષ્યના હસ્તમાં જતાં કસોટી ઉપર ચઢે છે. તેમ વિચારવાળો મનુષ્ય બીજાની સલાહ લઇ કસોટી ઉપર ચઢી પુરૂષના રૂપમાં આવે છે. તેમ પુસ્તકની અંદર અક્ષરોના અક્ષરો લખ્યા છે. તેનું આપણે જાણીએ છીએ છતાં તેની કસોટી વાંચવાથી થાય છે. માટે પુસ્તકની અંદર શું લખેલું છે. તે જોયા સિવાય ખબર પડતી નથી. પુષ્પને ખીલવા માટે આબોહવાની જરૂર છે. તેમ અક્કલને ખીલવવા માટે વાંચવાની જરૂર છે. ભણ્યા પણ ગણ્યા નહિ. વાંચ્યું પણ તેમાંથી શું સાર લીધો તે કંઈ જાણ્યું નહિ. તે વાંચવું નકામું છે. માટે વાંચો તો તમારી ખુલ્લી ચક્ષુઓ રાખી વાંચજો, કે જેમાંથી આપણને કંઇ પણ જડી આવશે.

બંધુઓ! સ્ત્રીઓની સ્થીતિ સંસારમાં કેટલી ઊન્નત છે. તે હવે તમને જણાવવું પડે તેમ નથી. તમે એ વિષે ઘણું વાંચ્યું છે. મનન કર્યું છે. લખ્યું છે. છતાં એક કરવું બાકી રહી જાય છે. તે બધાથી ઉચ્ચતર છે. જેનામાં એવી શકતી છે. કે તે નરકનું સ્વર્ગ બનાવી શકે છે. તે એ છે કે આપણા વાંચેલાને, મનન કરેલાને અને લખેલાને આપણા કર્તવ્યમાં મુકવું અને કરી બતાવવું. શબ્દોથી કહેવું સહેલ છે. પણ કરવું મુશ્કેલ છે.

પુરૂષ જાતિ સ્ત્રી જાતિને વખોડે છે, તેને ખરાબ, સ્વછંદી, કામી માને છે. અવિશ્વાનીય માને છે. અને નરકનું દ્વાર માને છે. આ કરતાં પણ ખરાબ માને છે. પણ મારે કહેવું જોઇએ કે આજ સુધી કોઇ પણ મ્હારા અગર કોઇના જાણવામાં આવી નથી કે જે અન્ય પુરૂષની પાસે કામ પીડાથી મુકત થવાને વીનંતી કરતી હોય. એવા ઘણા મોટા કહેવાતા રાજાઓ ઋષીઓ પણ માલુમ પડે છે. પુરાણો અને ઇતિહાસોમાં જડી આવે છે કે જેઓ સ્ત્રીઓની સ્તુતિ કરતા હોય. અને જો તે તેમ છતાં પવિત્ર રહેવાને ઇચ્છે તો બળાત્કાર કરે સ્ત્રીઓએ કોઇના ઉપર બળાત્કાર કીધો હોય એવું કોઇએ સાંભળ્યું અગર વાંચ્યું ?

પુરૂષોના બળાત્કારો માટે તો મોટાં મોટાં યુધ્ધો થએલાં હોય તેવું કાલ્પનિક વાર્તામાં પણ કહી શકશો. આપણે આપણા આર્યવર્તમાં જોઇએ તો અનેક ગુપ્ત અને જાહેર બનાવો જડી આવે છે. સીતાનું ઉદાહરણ આપણી પાસે છે. રાવણ કુળનો નાશ પણ તેજ સુચવે છે. જ્યારે માતાઓ ઉપર સારીરીક માનસીક બળાત્કાર થાય. ત્યારે પછી હિંદનો ઉદ્ધાર કેમ થાય. જ્યારે રાવણે સીતા ઉપર

બળાત્કાર કરવાની ઇચ્છા કરી ત્યારે તેના કુળનો આખી લંકાનો નાશ થયો. ત્યારે આપણે કે જેઓ પળે પળે સાધ્વીઓ ઉપર બળાત્કાર કરવાની ઇચ્છાથી જોઇએ અને બળાત્કાર કરીએ તો તેથી આપણી કુલીનતા અને હિંદ દેવી ખોઈ બેસીએ તેમાં નવાઈ શું છે ? કોઇ પણ પુરૂષ એવો નહિ હોય કે ઉન્નતી માતાદ્વારા ન થઇ હોય. આપણી પુત્રીઓ ભવિષ્યની માતાઓ છે. આપણી માતાઓ ભુત કાળની છે. અને બાળકો સારાં કરવાં હોય હિંદનો ઉદ્ધાર કરવો હોય તો આપણે યુધ્ધની જરૂર નથી. શસ્ત્રોની જરૂર નથી. પણ એકકે જે સ્વર્ગીય જીવન ગાળવામાં મદદ કરે છે. અને સર્વ દુઃખમાંથી મુકત કરે છે. તેહની જરૂર છે. અને તે સ્ત્રી કેળવણી છે.

સ્ત્રીઓને સ્કુલમાં મોકલવાની કંઇ જરૂર નથી. શબ્દ જ્ઞાનની કશી જરૂર નથી. ત્હેમને શિક્ષકો રાખવાની કંઈ જરૂર નથી. માત્ર પતિજ ખરો શિક્ષક છે. તેજ તેમને સુપંથે દોરી શકે. તેજ તેમને યોગ્ય શબ્દોમાં સમજાવી શકે. પત્નીના સદગુણો કે દુર્ગુણો તેજ જોઈ શકે છે. માટે દરેક પતિએ પોતાની મેળેજ સદગુણના પાઠો આપવા અને પોતેજ સ્નેહનું રહસ્ય સમજાવવાને અને પોતેજ એક પત્ની વ્રત પાળીને પતિ વ્રતનું રહસ્ય સમજાવવું. જેથી સંસાર સુખ મય નીવડશે.

જો સ્ત્રીઓને તે પ્રમાણે શિક્ષણ મળશે તો તે સારા સલાહકારની ફરજ બજાવી શકશે. સારા મીત્રની ગરજ સારી શકશે. અને સુપંથે પણ દોરી શકશે સ્ત્રીઓના કોમળ શબ્દો સહામે કઠોરમાં કઠોર મનુષ્ય પણ કામ કરી શકતો નથી. આપ આપની પ્રભુની ખાતર પણ શિક્ષણ આપો પુરૂષોના નહિ પણ પોતાની પત્નીઓના

શિક્ષક થાઓ. તમારી પત્નીઓ સુધરી એટલે જમાનો ફર્યો એટલે હિંદનો ઉદ્ધાર.

પાપી મનુષ્યોને કોઈ દિવસ ખરો આનંદ હોતો નથી. કારણ કે "પાપીઓને શાન્તી નથી. મનુષ્યો તેમજ પ્રાણી માત્રનો દેહ ક્ષણ ભંગુર છે. છતાં તેનો બીલકુલ ખ્યાલ નહિ કરતા ચાર દિવસની જીંદગાનીને માટે સ્વપ્નવત સુખની ખાતર અઘોર કૃત્ય કરે છે. તે પ્રભુના દરબારમાં પ્રભુના અદલ ઇન્સાફના આગળ નર્કનો અધીકારી થાય છે. મનુષ્યોની બે પાંખો રૂપ છે. તેના વડે તે ઉડી જાય છે. સરળતા અને પવિત્રતા આપણા દેશમાં હોવી જોઇએ અને પવિત્રતા આપણા સ્નેહોમાં અંને સરળતા આપણને પ્રભુ તરફ વાળે છે. અંને તેને સ્વાધીન કરે છે. અને તેનો સ્વાદ ચખાડે છે. અને તે પવિત્રતાથી અનેક વસ્તુનો ત્યાગ કરીને તેની સકળ ઇચ્છાઓ જાણવા અને તે પ્રમાણે કરવાને અને પોતાના માનવ બંધુઓના ભલાને માટે પ્રયત્ન કરશો તો તમને પુરેપુરો આન્તર મોક્ષ પ્રાપ્ત થશે, અસ્તુ

લી૦ આપનો સેવક

**ઉસ્માનભાઈ કરીમભાઈ ખત્રી**

**લેખક.**

---

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

# કઠોર કચ્છી કે ઉછળતું મુડદું.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.



પરસનની પ્રસન્નતા.

મ ધ્યાહ્‌ન કાળનો સમય છે. સૌ પોત પોતાના સ્થાનમાં સુર્યનારાયણના અતિસે તાપથી કંટાળી હસ્તમાં પંખો લઇ પવન નાંખતો જણાય છે. તો કેટલાક હિંડોળા ખાટ ઉપર બેસી પ્રસન્ન ઊંચાં નીચાં કરી મંદ મંદ પવનની લહરો લઇ મગજને શીતળ કરે છે. તેવા સમયમાં એક ત્રીસ બત્રીસ વર્ષની સ્ત્રી બને બાળકો સાથે આવતી આપણી દ્રષ્ટીએ પડે છે. એટલામાં એક પુરૂષે આવી પ્રવેશ કર્યો. આવતાંજ હિંડોળા ઉપર બેસી કંટાળેલા મગજને શાંન્ત કરવા લાગ્યો. હિંચકાના હાલવાથી આવતા પવને તેના મગજને શાંન્ત કર્યું. મગજને શાંન્તી મળવાથી આવનાર પુરૂષ પુનઃ બોલી ઉઠયો ..........................................

"મારી મણી ક્યાં છે? આવનાર પુરૂષે પ્રશ્ન કર્યો.

"લ્યો! તમારી મણી! મને તો બીલકુલ જંપવા પણ દેતી નથી. આરે આખો દિવસ બીલકુલ જંપતી નથી. જાઓ તમારી

મણીને તમારી પાસે રાખો." કહી સ્ત્રીએ મણીને તે તરફ રવાના કરી.

"બાપા ! મારી બા કહે છે કે તારા બાપા પાસે જા, મારી પાસે તું આવીશ નહિ." મુગ્ધ બાળા મણીએ ઉદ્‌ગારો કાઢયા.

"ના, બાપા મારી માએ કશું પણ કહ્યું નથી" અજ્ઞાન બાળકે વકીલાત કરતાં કહ્યું.

વ્હાલા વાંચક તે સ્ત્રી અને પુરૂષ તે બીજા કોઇ નહિ પણ મણીના માતા પીતા હતા. બાળકનું નામ સુંદર અને તેની માતાનું નામ માણેક હતું. અને પુરૂષનું નામ ત્રીભોવનદાસ હતું. માણેક અને ત્રીભોવનદાસને પુત્ર અને પુત્રી સિવાય કંઇ પણ સંતાન હતું નહિ. માણેકની ઉમર ત્રીસ વર્ષની હોવા છતાં વીસ વર્ષની તરૂણ સ્ત્રી જેવું નાજુક બદન હતું. મુખ કમળના પુષ્પની માફક હરહંમેશાં પ્રફુલ્લીત રહેતું. ત્રીભોવનદાસ તેનાથી ઉલટા મિજાજનો હતો. હરહંમેશાં ક્રોધીત મુખમુદ્રા રહેવાથી શરીરમાંથી લોહી ઉડી ગયું હતું. હાડ પીંજરનું ખોખું છતાં વીકરાળ જણાતો હતો. મુળ સ્વભાવથીજ ત્રીભોવનદાસ ચીડીઓ હતો. તેથી કોઇના બોલવા ઉપર બીલકુલ ધ્યાન નહિ આપતાં પોતાનું ખરૂં મનાવવાને બદલે કજીઓ કરતાં પાછી પાની કરતો નહિ. લોભી સ્વભાવને લીધે ગમે તેવાં અઘોર કૃત્ય કરવાને તૈયાર થઇ જતો. તેની પ્રસંસા કરવા બેસતાં પાર આવે તેમ નહિ હોવાથી આપણે આપણી અસલ જગોએ આવ્યા સિવાય છુટકો થવાનો નથી. માટે હવે પછી ભવિષ્યની અંદર આ નવલ કથાનો સારાંશ કેવો નીકળે છે તે જોઇએ.

જુઓ ! વ્હાલા વાંચક ત્રીભોવનદાસ શું કહે છે. તે સાંભળો.

"મણી, તું તારી બા પાસે બીલકુલ જઇશ નહિ. મારી પાસે

ને પાસે રહેજે" ત્રીભોવનદાસે મણીના શીર ઉપર હસ્ત ફેરવતા કહ્યું.

"વ્હાલા, બાળકને વધારે ફટકાડવાથી આગળ જતાં પરિણામ સારૂં આવતું નથી. અને વળી છોકરીઓને તો જેમ કાબુમાં રાખીએ તેમજ સારૂં છે. એક કવિએ કહ્યું છે કેઃ—

દાબ વિનાના છોકરા, દાબ વિનાની નાર;
દાબ વિનાની ચોપડી ઝટ ફાટે નીરધાર.

વ્હાલા તેટલી ચીજો ઉપર અવસ્ય દાબ રાખવાની જરૂર છે. છોકરીઓને વધારે મોંએ નહિ ચઢાવતાં ઉચ્ચ કેળવણી આપવી તેજ માતા પીતાની ફરજ છે." માણેકે વીવેકથી જવાબ આપ્યો.

"છોકરા કરતાં છોકરીઓ કંઈ દરજ્જે સારી હોય છે. મારા શાળા છોકરાઓ આગળ જતાં બગડે છે, છોકરીઓ ઘરનો શણગાર છે. છોકરીઓ ધારે તો માતા પીતાને ધનવાન બનાવી શકે છે. અને ધારે તો ભીખારી પણ બનાવી શકે છે. માટે છોકરી ઇજત, આબરૂ, તન મન છે. જેના ત્યાં છોકરીઓ છે તેજ સુખીઆ છે. છોકરાઓ વાળા હરહંમેશ દરિદ્ર રહે છે.' ત્રીભોવનદાસે છોકરીની પ્રશંસા કરતાં કહ્યું.

"વ્હાલા, તે કેવી રીતે છોકરીઓ ધનવાન દરિદ્રી બનાવી શકે છે. તે મને કહેવા મહેરબાની કરશોજી." માણેકે અજાણપણાથી કહ્યું.

"રાંડ! આવડી મોટી બે છોકરાની મા થઇ પણ પાધા વગરની રહી સાંભળ.

"આજ કાલ, છોકરીઓ, ધન તણા ભંડાર છે,
નહિ છોકરી જેના ઘરે, તે ભીખ માગી ખાનાર છે."

જેના ત્યાં છોકરી છે તેજ હાલ જમાનામાં સુખી છે. અને જેના ત્યાં છોકરા છે. તેનો તો જાણે મારા શાળાનો દીન ઊઠી-ગયો. હાલમાં આપણી નાતમાં છોકરાઓ રોડાની માફક અથડાય છે. પણ કન્યા મળતી નથી. તેથી કરીને તેના ઉપરથી પ્રેમ ઊઠી જાય છે. જેના ત્યાં બે કે ચાર છોકરા હોય તેને તો બીચારાને દેવાળું કાઢયા વખત આવે. છોકરાઓ કેટલાક કુંવારા મરી જવાથી બિચારાને જીવતાં વહુ નહિ મળવાથી મોભે મોભ અને અગાસીએ અગાસી "વહુ! વહુ" કરતાંજ બિલાડાનો જન્મ ધારણ કરીને પોતાની જીંદગી વહુ વહુ કરતાંજ ગાળે છે. છતાં વહુ મળતી નથી. કહેતો ખરી? કે છોકરાને વહુ કયાં છે? વહુ! તેતો વિચાર કર અને કદાચ વહુ મળે તો પ્રથમ વહુઆ લાવતાં પહેલાંજ પાંચ કે છ હજાર ખેંચી જાય છે. પૈસા આપનાર તદ્દન દરિદ્ર બની જાય છે. આપણી ન્યાતમાં. અરે ન્યાતમાં તો શું પણ આખા દેશમાં છોકરીયું વાળાજ સુખીઆ છે. છોકરીઓ વગર રળે વગર કમાએ પૈસા વાળા બનાવે છે. દુનીઆમાં જેની પાસે દામ તેને કરે લુંડી સલામ જેની પાસે જર, તેનુંજ નીપજે ઘર જો શાંભળ્યું ને ન સાંભળ્યું હોય તો ફરીથી કહી સંભળાવું." કહી ત્રીભોવનદાસ શાંન્ત થયો. એટલામાં માણેક પુનઃ બોલી ઊઠી.

"શીવ! શીવ! તમે આશું બકો છો. દુનીઆમાં છોકરીઓ વાળા સુખી થતા નથી. પણ નર્કના અધીકારી થાય છે, જેવી દાનત તેવીજ બરકત હોય છે. હરામના પૈસા હરામ વાટે જાય છે. સંધ્યાના રંગ થતાંની સાથે આપણી ચક્ષુએ રળીઆમણું દેખાય છે. પણ થોડીવારે અંધકાર થઈ જાય છે. ચાર દીનકી ચાંદની ફીર

અંધેરી રાત થાય છે. તેમ હરામના પૈસાનું તેનુંજ સમજવાનું છે. હરામના પૈસા લેવાથી ઇજતને બટ્ટો લાગે છે." કહી માણેક શાંન્ત થઇ.

"બેસ હવે ડાયલી! આવડે નહિ અને તાવડે બેસવા જાય છે. તે કયાં સુધી નભી શકે. હાલે હલકારેથી તો રસ્તો કપાય. ગમે તેમ કરીને પૈસા ભેગા કરે પેસા વાળા થવાય. સમજીને? ત્રીભોવનદાસે પ્રશ્ન કર્યો

"તમારા વિચાર નાલાયક છે. તમારી બુદ્ધિ નષ્ટ થયેલી જોઇ હું સમજી ચુકી છું કે વિનાશ કાળે વિપરીત બુદ્ધી થાય છે" માણેકે ધર્મશાસ્ત્ર પ્રમાણે જવાબ આપ્યો. આ પ્રમાણે વાદવિવાદ ચાલી રહ્યો છે. એટલામાં "કોઇ ઘરમાં છે કે" અવાજ આવતાંજ ત્રીભોવનદાસ ચમકયો. અને માણેક સામે દ્રષ્ટિ કરી પુનઃ બોલી ઉઠયો. "જો! કોણ છે? હાલ હલકારેથી તો કામ થશે. "ત્રીભોવનદાસે માણેકને હુકમ કરતાંજ માણેક નીચે ઉતરી દરવાજો ખોલતાંની સાથે સ્ત્રીને જોતાંજ ઠરી ગઇ. ગાત્ર ઢીલાં થઇ ગયાં. બોલ્યા સિવાય ચાલતી થઇ. તેની પાછળ આવનાર સ્ત્રી અને માણેક સાથે ત્રીભોવનદાસની સમક્ષ આવીને ઉભાં રહ્યાં. એટલામાં આવનાર સ્ત્રીને જોતાંજ "અહો! પધારો! પરસન પધારો. તમે તો આજ બરાબર પરસન થઇ ગયાં છો. "કહી ત્રીભોવનદાસે પરસનને જગો આપી જગો આપતાંજ પરસન તેની નજીક હિંડોળા ઉપર બેસી ગઇ.

વ્હાલા વાંચક આવનાર સ્ત્રીનું નામ પરસન હોવાથી ત્રીભોવનદાસે પરસનના નામથી બોલાવી હતી. તો આપણે હવે પરસનના નામથીજ ઓળખીશું. પરસને આવતાની સાથેજ "બ્હેન, બાળક તો ખુશીમાં છે? માણેકને પ્રશ્ન કર્યો.........

માણેકના અંતઃકરણમાં તેલ રેડાયું. સ્ત્રી સ્વભાવ પ્રમાણે માણેક બળવા લાગી. જીગર ચીરાવા લાગ્યું. ના ઉપાયે પુનઃ બોલી ઊઠી.

"હા, બાળક ખુશીમાં છે. અને તમારા દીઠાથી વધારે ખુશીમાં હશે. એમ જણાય છે. અને મારા બાળકો કરતાં તેમના પીતાશ્રી તો વધારે ખુશીમાં છે. એમ એમના મુખાર્વીંદ ઉપરથી જણાય છે. નાદાન! બોલતાં વીચાર કર. ઓળખ્યા કે પારખ્યા સિવાય કોઈ પણ પ્રકારના સહવાસ સિવાય અવર પુરૂષની પાસે બેસી આટલી હિંમત ચલાવનાર કમજાત મારા બાળકની તારે શી પંચાત છે. બોલ! તું કેમ આવી છે" કહી માણેકે ધક્કો મારયો. એટલામાં પુનઃ પરસન બોલી ઊઠી.

"ચુપ કર! બેની, વચમાં બોલવાની તારી શી મીજાલ છે. હું શું કરવા આવી છું તે તારા સ્વામીને પુછવાથી ખાત્રી થશે. તારા હકમાં નુકશાન કરવા આવી નથી. ત્રીભોવનદાસ મારા ધર્મના ભાઈ છે. છતાં આટલો બધો મિજાજ મારા ઉપર નહિ કરતાં. તારા પતિ ઉપર કરઃ ફરીથી બોલીશ તો સપાટથી તારા શીરના બાલ મૂળમાંથી ખેંચી નાંખીશ." પરસને તેટલાજ ક્રોધથી જવાબ આપ્યો.

"હા, જમાનો બદલાયો તેની સાથે માણસો પણ બદલાઈ ગયાં છે, ચાલુ જમાનાની અંદર ભાઈ ને બ્હેન મળે છે અને બ્હેનને ભાઈ મળે છે.ત્યારેજ સર્વ નઠારૂં થાય છે. ગોટાળો પણ બંને પરસ્પરે થાય છે.

"ચાલુ જમાનો શું ન કરે. સગા સ્નેહીઓ સાથમાં.
પોતાનું પડતું મુકીને જાએ અવરની બાથમાં.
સ્ત્રીઓ કરે ભાઈ ઘણા ઘણી બંધુઓને બેન છે.
કળીયુગ કેરા રાજ્યમાં એ પાપી જનોના ચેન છે. ખત્રી

કળીયુગના રાજ્યમાં નહિ થાય તેટલું થોડું છે. બ્હેન તમોને પણ બાઇ ઠીકજ મળ્યા છે. એટલેજ સર્વ સારૂં થશે. કદાચ તમારે મારી અડચણ હોય તો હું મારે આ ચાલી. સોનાની થાળીમાં લોઢાની મેખ શોભે નહિ. "માણેક ચાલતી થઈ કે બને જણને એકાંત મળી, પરસન ત્રીભોવનદાસની પાસે બેઠેલી હોવાથી કોઈ વખતે શરીરનો સ્પર્શ થતાંજ કંપારી છુટી. મુખમાંથી થુંક અને આળસ વારે ઘડીએ આવવા લાગ્યાં. કામદેવે નસેનસમાં પોતાની જીતનો વિજયનાદ કરી દીધો. પણ ત્રીભોવનદાસે પોતાના વિચારરૂપી હથિઆરથી કામદેવને પુર્ણ પરાજીત કર્યો. પરાજીત થવાથી પરસનનું મગજ ઠેકાણે આવ્યું. શાંતી થઇ બેસી રહી. પરસનના ચહેરામાં ફેરફાર થએલો જોઇ પુનઃ બોલવા લાગ્યો.

"પરસન ક્યાંથી આવો છો ?" ત્રીભોવનદાસે પ્રશ્ન કર્યો.

"સ્મશાનમાંથી આવું છું મશાણમાંથી નાંખેલી હવે ચંદ્ર ભુવનમાં આવી છું. બસ તમેતો પારકી બાયડીઓને ગાંઠડા બાંધી કુવામાં નાંખવામાંજ સમજ્યા છો. આપનો સ્વાર્થ થયો એટલે આખી દુનીઆ ભલે તેની તમને શી પંચાત બસ ! મારી સાથે તમારે બોલવું નહિ." કહી પરસન પુંઠ ફેરવી આંખનો લટકો કરીને બેઠી.

"ઓય ! આતો રિસાળ રાધા થયાં. જાઓ તમેતો કોઈ દિવસ પરસન તો થયાંજ નહિ. સદાએ અપરસનજ રહ્યાં. જુઓને મારૂં સાળું કનૈયા કુંવર જેવો પતિ ખોળી આપ્યો તો પણ હજુ મશાણમાં ને મશાણમાંજ રહ્યાં." ત્રીભોવનદાસે તેની કમરમાં અંગુઠાનો પ્રહાર કરતાં કહ્યું. "કનૈયા કુંવરને શું કરૅ! જેટલા

રૂપીઆ તમને આપ્યા તેટલીજ મુંડી તેની પાસે હતી. હવે તો ભીખારી થઈ ગયો છે. તો પછી તેવા ઘરમાં રહીને ખાવું શું? એવા દરીદ્રના ઘરમાં રહેવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે. અહિં આં તો નવા નવા પોસાક, સારૂ સારૂં ખાવાનું હિંડોળા ખાટઉપર હિંચકવાનું હશે તોજ આ પરસન બરાબર પરસન થવાના નહિતો કોઈનું ધોળકું ધોળવાના નથી. પરસન જેવી આગળ બોલવા જાય છે એટલામાં કોઈનો આવવાનો પગરવ થવાથી તેમની દ્રષ્ટી તે તરફ વળી કે એટલામાં એક અકડધજ પુરૂપ તેમની સમક્ષ આવી ઉભો રહ્યો કે "આવો! શ્યામદાસ મારા ધન-ભાગ્ય કે આપે આજે મારૂં ખોલકું પાવન કર્યું." કહી પરસનને ચતુરના ઈસારાથી જમીન ઉપર બેસવાનું કહેતાંજ જમીન ઉપર બેસી ગઈ. તેની જગો શ્યામદાસે લીધી. "કેમ, શ્યામદાસ પધારવું થયું" ત્રીભોવનદાસે પ્રશ્ન કર્યો.

"ત્રીભોવનદાસ તમે જાણો છો તો ખરા કે આજકાલ સ્વાર્થ મોટી ચીજ છે. સાકરના સ્વાદ કરતાં સ્વાર્થનો સ્વાદ ઉતમ છે. મોરના ઈંડાને ચીતરવા પડતાં નથી. તેમ માણસ બોલાવ્યું આવતું નથી. પણ સૌને સૌનો સ્વાર્થ ખેંચી લાવે છે કામ સીવાય કોઈ આવતું નથી. કામ હશે તોજ આવ્યા છીએ નહિં તો અમારૂં ખોલકું ક્યાં નથી." શ્યામદાસે મતલબની વાત કરતાં કહ્યું.

"ભલે, આપને જે કામ હોય તે ખુશીથી કહો. શીર જાય તેની પરવા મને નથી. તેટલી પરવા તમારા કામની છે. હા લ્યો! બોલો એટલે હલકારેથી કામ થઈ જાય છે. એમાં શું મોટી વાત છે. હું આપના માટે જીવ સુદ્ધાં પણ આપવા ખુશી છું."

ત્રીભોવનદાસે પોતાની ૮ કાંઈ હાકત શું.

"તમે બહુ ભુલકણા છો આજ ચાર માસ ઉપર આપને મેં વાત કહી હતી તેનું શું કર્યું" સ્યામદાસે પોતાની યાદી દેવરાવતાં કહ્યું.

"સ્યામદાસ આજકાલ તો આપણો સીતારો એવો જોરથી હાલે છે કે બસ હાલતાંજ હલકારેથી કામ થઈ જાય છે. એટલે બહુ કામ આવવાથી આપની વાત મને ખ્યાલમાં રહી નથી. માટે જો ફરીથી યાદ દેવરાવવાથી હલકારેથી કામ થઇ જશે. બોલો; જલ્દી કરો! ત્રીભોવનદાસ અધીરાં થઇ જવાથી કહ્યું. "જાણો કે આજકાલ બાયડીઓ મળવી મુસ્કેલ છે. નાત જાતમાં બબે ચચાર હજાર રૂપીઆ લીધા સીવાય કન્યા આપતા નથી. આટલી ૨૫ પચીસ વર્ષની ઉમર થવા આવી. પણ લાલ લુગડું કે બાયડીઓનું કાપડું પણ ઘરમાં જોયું કે સ્વપ્નામાં આવ્યું નથી. હવે તો વાંઢા મેણું ટાળો તો બહુ સારી વાત છે. લોકો "વાંઢો, વાંઢો" કહીને જીવ ખાય છે જીવ; હવે તો પ્રભુ મોત આપે તો સારૂં સ્યામદાસની વાત સાંભળતાંજ ત્રીભોવનદાસ પુનઃ વિચારમાં પડી ગયો. મૌન્ય ધારણ કર્યું. સમય અનુકુળ મળવાથી પરસનને વિચાર થવાથી આત્મગત બોલવા લાગી.

"શું જમાનો આવ્યો છે. કોઇ રૂવે બૈરાંને અને કોઇ રૂવે ભાયડાને પરણ્યા તે પસ્તાયા છે અને બીજા વરની તલાશાં ફરે છે. આ ભાઇ છે તો જન્મથીજ કુંવારા વાંઢા મેણું ટાળવા માટે આછડીયું, બાયડીયુંનીજ માળા જપે છે. ત્યારે હવે આમાં સાચું શું. અને લાગે છે કે પરણવું તેજ સાચું છે. બીજા કશામાં માલ નથી." પરસન આ પ્રમાણે વિચાર કરી પુનઃ સ્યામદાસ સામે

દ્રષ્ટિ કરતાંજ બંનેની ચક્ષુઓ એક બીજાને વિકારની દ્રષ્ટિએ જોવા લાગ્યાં. પરસનની ચક્ષુઓ થનથન નાચવા લગી. ઝેરી નજરથી સ્યામદાસની નસે નસમાં ઝેર રેડી દીધું. ઝેરી પદાર્થના સેવનથી કોઇ સમયે માણસ બચી શકે છે. પણ સ્ત્રીઓની ઝેરી નજરથી માણસ કદાપી કાળે બચી શકતો નથી. ઇસારા ઉપર ઇસારા થવા લાગ્યા આ તમાસો ત્રીભોવનદાસ જોઈ રહયો હતો. પણ તેનો ખ્યાલ બંને જણને નહિ હોવાથી પુન. આત્મગત બોલવા લાગ્યો.

"હવે કંઈ બાકી રહ્યું નથી. રડતી હતી ને પીયરના મળ્યાં. નેવ શોધતાં છીંડુ જડયું તો પછી બાકી કેમ રાખવું. હાલ્ય! હવે ઠીક લાગ આવ્યો છે. બાઇને ભાઈ મળ્યાં અને બાઇને બાઇ મળ્યાં છે. એટલે ચિંન્તા જેવું નથી. એક બીજાને ઠીક મળી આવે છે. મને લાગે છે કે પરસન સ્યામદાસની સાથે જશે ખરી. અત્યારથી ઇસારાથી કામ હાલે છે તો પછી કહેવાનું શું રહ્યું. મીયાં બીબી રાજી તો કયા કરે મીયાં કાજી. બંનેનો વિચાર એક છે ત્યાં આગળ આપણે શું કરવાના છીએ. અને કદાચ પરસનના માટે ના કહીશું તો પછી આ તો રજપુત બાયડા ડોકું જુંદૂં કરતાં વાર લગાડે નહિ. માટે જે મળ્યું તે ખરૂં." આ પ્રમાણે ત્રીભોવનદાસે પોતાના મનની સાથે ખ્યાલ કરી. એક મોટા મહંતની માફક ધ્યાનમાંથી મુક્ત થયો હોય. એમ એકદમ ઝબકયો અને પુનઃ બોલી ઉઠયો.

"અરેઃ સ્યામદાસ, બાપડા વસુ વિના નર પસુ છે. ઘરમાં પૈસા હોય તો બાયડી આવે, છોકરાં આવે અને જે થાય તે પૈસાથીજ થાયછે. પૈસાવાળાના છોકરાં ઘુઘરે રમે અને બાજીના

છોકરા શામું જુવે, સમજ્યાને બાપલા, જુઓ ના સાંભળ્યું હોયતો સાંભળો.

"કામ કરે છે બૈરાં છોકરાં મોટાની રાખે આશ.
પૈસાવાળાના છોકરાં દૂધ પીએ ગરીબ પીએ છાશ.
સગાંવ્હાલાં પૈસાથી છે સૌને પૈસાની યારી.
પાસે પૈસા પુષ્કળ હોયતો થાય છે ઘરબારી.

શ્યામદાસ બધે પૈસાનીજ યારી છે." ત્રીભોવનદાસે મતલબની વાત કાઢી.

"સમજ્યા ભાઈ સમજ્યા હવે કંઇ કહેવાનું બાકી રહ્યું નથી. જેટલા પૈસા થાય તેટલા બૈરીને મહેરબાની કરીને ઘરબારી બનાવો તો બહુ સારી વાત છે. ઊંઘમાં બૈરાંનાજ સ્વપ્ના આવે છે. અને તે સ્વપ્ના મારી નીંદને ખરાબ કરે છે." શ્યામદાસે પોતાનો અભીપ્રાય જણાવ્યો........

"અરે શ્યામદાસ તેમાં વળી ફેર છે. ઘરબારી થનારા સતયુગના જમાનાના લોકો પલાયન થઈ ગયા. અને હાલના જમાનાના લોકો કેટલાક ફેશનવાસી કેટલાક ઘરવાસી, વનવાસી, જંગલવાસી થાય છે. તો પછી તમારે જે થવું હોય તે કહી દો એટલે ઉલકારેથી કામ થાય." ત્રીભોવનદાસે મશ્કરી કરતાં કહ્યું.

"મારા મહેરબાન તમારી ખુશીમાં આવે તે બનાવો પણ બાયડીવાળો કરો. બી. એ અને મેટ્રીક પાસ થએલા ફેશનવાસી થાય છે. તો આપણને તાળાવાસી બનાવો એટલે સર્વ પતિજાય." શ્યામદાસે પોતાનો અભીપ્રાય જણાવતાં કહ્યું.

" બાયડીઓ ! બાયડીઓ ! શું કરો છો, આપણા દેશમાં બાય-ડીઓની ક્યાં ખોટ છે. તમારા માટે એવી બૈરી લાવી આપું કે ચક્ષુઓના પોપચા પણ ઊંચાં ન થાય. પછી કંઇ છે." સ્યામદાસની મોટાઇ કરતાં કહ્યું.

ભાઇસાહેબ ઊંચાં થાય કે ન થાય પણ વાંઢા મેણું ટળે એટલે દુનીઆમાંથી જુઠ્યા વાતો બનાવ્યા કરતાં બૈરી લાવી આપો એટલે બસ છે. મારે દુનીઆની કે બીજા કોઇની જરૂર નથી. હાય! "સ્યા-મદાસે ઊંડો વિશ્વાસ નાખ્યો.........

" સ્યામદાસ ગભરાઓ છો શું કરવા જુઓ ઘેર બેઠે આવી ગંગા. તો પછી શું બાકી રહ્યું છે. આ બાઈ તમને પસંદ છે. બોલો હલકારેથી એટલે કામ પતિ જાય." ત્રીભોવનદાસના વાક્યો સાંભળતાંજ સ્યામદાસ ચમક્યો. મનમાં હતું તે વૈદ્યે કહ્યું આંખમાં હતી અને ઇસારો થશે એટલે બાકી શું રહ્યું. સ્યામદાસનું અંતઃક-રણ હસવા લાગ્યું, અને એકદમ........."વાહ! એવા ક્યાંથી ધન્ય ભાગ્ય કે આવી બાપડી મળે. ત્રીભોવનદાસ આપને ગમી તો પછી મારે શું બાકી રહેવાનું હતું. તે તો તે આપણને તો બૈરીની જરૂર છે. કહી સ્યામદાસ શાન્ત થયો. એટલામાં ત્રીભોવનદાસ પુનઃ બોલી ઉઠ્યો. "બસ ત્યારે લાવો તમારો હાથ, જુઓ આટલા સો રૂપીઆ લઇને કાલે વહેલા આવજો. વ્હાલા વાંચક આટલા સો રૂપીઆ એક સમસ્યા છે. કેટલાક લોકો છુપુ કામ કરવાને માટે હાથ ઉપર વસ્ત્ર નાંખી જેટલા સો રૂપીઆ કહેવા હોય તેટલા તેટલી આંગળીઓ સામેના હસ્તમાં મુકે છે. તેમ ત્રીભોવનદાસે સ્યામદાસના હસ્તમાં બે આંગળીઓ આપી બસો રૂપીઆ કહ્યા હતા. ત્રીભોવનદાસની સમસ્યાથી સ્યામદાસ સમજી

ગયો. કે તુરત. "ઓ હો હો! બસો રૂપીઆ શી વિસાતમાં છે. કાલે લાવીને તમારા આગળ મુકી દઉં. પછી કંઈ છે" ત્યારે તો રૂપીઆ અમારા અને પરસન તમારાં" ત્રીભોવનદાસ શ્યામદાસને બોલતો અટકાવી વચમાંજ બોલી ઉઠયો કે પાછો શ્યામદાસ પુન: બોલી ઉઠયો "ત્યારે તો પરસન બરાબર પરસન થવાના કેમ? એટલામાં" ભલા માણસ મને શું પુછો છો. પુછો પરસનને છાશ લેવા જવું ને ગાંડ પાછળ દોણી રાખવાની શી જરૂર છે. ભાઈ પરણવા જવું, બાઈડી લાવવી તેમાં વળી શરમ શાની. જુઓ સાંભળો.

"સુધારાના રાજ્યમાં ધર્મ ગયો ને શર્મ ગઇ?
ગયો મુલાજો લાજ અને અનીતિ આગળ થઇ.
શરમ રાખશો જો તમે પરણી હોય તો નારી.
શરમથી ફુટશે કરમ તો ક્યાંથી થશો ઘરબારી. ખત્રી

હલકારેથી બોલીએ તોજ આ જમાનામાં કામ થાય છે. નહિં તો પછી લમણે હાથ દઇને રડવાનું થાય છે" કહી ત્રીભોવનદાસ શાંન્ત થયો કે શ્યામદાસે પુન: પરસન તરફ દ્રષ્ટી કરી પુન: બોલી ઉઠયો.

"કેમ તમે પરસન થશો કે નહિ? પ્રશ્ન કર્યો.

"હાજી, કેમ પરસન નહિ થઇએ" પરસને પત્યુત્તર આપ્યોં કે તરત ત્રીભોવનદાસે ચક્ષુનો ઇસારો કરતાંની સાથે પરસન બીજા ઓરડામાં ચાલી ગઈ કે શ્યામદાસે પણ જવાની રજા માગી. રજા મળતાંની સાથે પરસનના નામની માળા જપતો શ્યામદાસ પોતાના મકાન તરફ રવાના થઇ ગયો. ત્રીભોવન પણ ગૃહકાર્યમાં ગુંથાયો.

વ્હાલા વાંચક પશુની કિંમત ને એક મનુષ્ય પ્રાણીની કિંમત બરાબર થઇ ગઇ છે. મનુષ્ય પશુની માફક એક સ્થળેથી બીજા સ્થળે જવાની તક ચાલુ જમાનામાંજ જોવામાં આવે છે. જે કામ આપણે કરીએ તે કામનો પ્રથમથીજ ખ્યાલ કરવો જોઇએ કે આ કામ કરવામાં સામા માણસને કેટલું નુકશાન અથવા લાભ છે. તે બંનેમાંથી આપણો પોતાનો સ્વાર્થ વધારે જોવામાં આવતો હોય તો બીજાને નુકશાનમાં નાંખી આપણા સ્વાર્થને તદન ઉખેડી નાંખી તે કાર્ય તેજ વખતે પડતું મુકી દેવું. અને બંનેનો સરખો લાભ થતો હોય તો સ્વાર્થની સાથે પરમાર્થ કરવાથી આપણું શ્રેય છે. અસ્તુ.



## પ્રકરણ ૨ બીજું.

### મસીદ કોટે બળગી.



વારના આઠ વાગ્યાનો સમય છે. ભાનુ સૂર્યનારાયણ નો ઉદય થઇ ગએલો હોવાથી ઊદ્યોગી મનુષ્યો ખંતથી પહાડના પત્થર ફોડતા જણાય છે. સુરંગના ફુટવાથી જે અવાજ થાય છે. તે સાંભળી બાળકો પારણામાંથી ઝબકીને ઊઠતા જણાય છે. કેટલાક આળસુ નીરઉદ્યમી મનુષ્યો પથારીમાં પડયા પડયા બગાસાં ખાતા જણાય છે. આવા સમયની અંદર ત્રીભોવનદાસના મકાનમાં પરસન શું કરતી હશે. તે આપણે જોઇએ પરસન મુગ્ધ બાળા મણી સાથે ગેલ કરતી આપણી દ્રષ્ટીએ પડે છે. એટલામાં તેને કંઇ વિચાર થઇ આવવાથી નીચે પ્રમાણે ગાવા લાગી...........

"રસ ભર્યું આ જોબન જાય, રસીક રંગીલા વીના
અંગ ભર્યો આરંગ સુકાય. રંગી રંગીલા વીના.

**સાખી**

સુંદર બાગ શરીરનો ખીલ્યો છે નવરંગ,
અંગ ફુવારા ઉડતાં માળી જ્યાં અનંગ.
ફુલ પ્રેમ રૂપી કરમાય ખીલાવે કોણ ?
ભોગી રંગીલા વિન............રસ    કામલતા નાટક

ત્રીભોવનદાસના મકાનની અંદર કોયલ ટહુકતી હોય એવો ભાસ થઇ ગયો. સર્વ ઠેકાણે સુન્ય સુન્યાકાર થઇ ગયું. પણ તેજ સ્થિતિ

થોડાક વખત સુધી રહેતાંજ મણીએ તેનો ભંગ કરી પુનઃ બોલી ઉઠી.

"માસીબા, જોબન શું હશે" મુગ્ધ બાળા મણીએ પ્રશ્ન કર્યો.

"છોકરી તું હજુ નાની છે. અને તેવી બાબતો તારી ઉમર થયા પછી તું જોબન શું ચીજ છે. તે જાણી લઇશ" પરસને તેના ઉપર ઢોળી પાડતાં કહ્યું.

"તેથી શું થતું હશે" મણીએ પાછો પ્રશ્ન કર્યો.

"અહાહા! કેવી ગાંડી છોકરી મરની હું તને કહું છું કે એવી બાબતો મારી આગળ કરીશ નહિ. મને કંઇનું કંઈ થઇ જાય છે" કહેતાંની સાથે કંપારી છુટી. આળસ ઉપર આળસ ખાવા લાગી. રોમાંચ ખડો થઇ ગયો. મુખમાંથી પાણી છુટવા લાગ્યું. પરસેવાના ઝંબેઝંબ નીકળી જવાથી પરસનનું મગજ કઈ ઠેકાણે આવ્યું. કે પુનઃ મણી સામે દૃષ્ટિ કરી પ્રશ્ન કર્યો.

"મણી તારી બા શું કરે છે" મણીનો હસ્ત ઝાલતાં કહ્યું.

"મને તેની ખબર નથી. અને હું તેની પાસે પણ જતી નથી." મુગ્ધ બાળા મણીએ નકારમાંજ જવાબ આપ્યો.

"શું! તે તારી બા નથી" પરસને ફરી પ્રશ્ન કર્યો.

"ના, મારી બા માણેક નથી. પણ મારી બા પરસન છે" શુદ્ધ બાળા મણી શું બોલે છે. તેનાજ વીચારમાં પરસન જડવત્ થઇ ગઈ. તેનું લોહી ઉકળી આવ્યું. ચક્ષુઓના ડોળા ક્રોધથી લાલ ધુમ જેવા થઇ ગયા. અને પુનઃ મણીનો હસ્ત પકડી બોલી ઉઠી.

"નાદાન છોકરી તું કોના કહેવાથી કહે છે ? બોલ ! મણી, બોલ મને તેનો જવાબ આપ" મુગ્ધ બાળા મણી ગભરાઇ ગઇ. પરસનનો વીકરાળ ચહેરો જોઇ ભયભીત થઇ ગઈ અને પુનઃ બોલી ઉઠી.

"મેં કહ્યું નથી. પણ મારા બાપા કહેતા હતા કે તારી બા પરસન છે. તું તેમની પાસેજ રહેજે. તેમાં મારો બીલકુલ વાંક નથી. મુગ્ધ બાળા મણીએ પરસનનું મુખ પકડીને ખુલ્લે ખુલ્લી હકીકત જાહેર કરી દીધી. આથી પરસનને સવાગજ લોહી ચઢી આવ્યું. અને પરસન પુનઃ પ્રફુલ્લીત મુખ મુદ્રા રાખી બોલી ઉઠી.

"મણી હવે બેડો પાર થઇ ગયો છે. પણ યાદ રાખજે કે તારા બાપા આવ્યા પછી બીલકુલ જુઠું બોલીશ નહિ. સાચે સાચું કહી દેજે. એટલે હું જોઉં છું કે તારો બાપ મારા હસ્તમાંથી કેવી રીતે છુટી શકે છે. તે હું બરાબર સમજાવીશ. આ પ્રમાણે પરસન પોતાના મનના ઉભરા કાઢી રહી છે. એટલામાં ત્રીભોવનદાસે પ્રવેશ કર્યો. ત્રીભોવનને જોતાંજ પરસન લાલ પીળી થઈ ગઈ. પગની પાનીથી તે માથાની ચોટી સુધી ક્રોધ ચઢી આવ્યો. છંછેડાએલી નાગણની માફક ફુંફવાટા ખાવા લાગી. અને પુનઃ ક્રોધીત થઇ બોલી ઉઠી.

"દુર જાઓ ! પારકી સ્ત્રીને પોતાના બાળકની માતા બનાવવી તે શું નાના બાળકની રમતછે. ત્રીભોવનદાસ તું એમ ન સમજીશ કે પરસન તને હવે મુકે બસ ! મને તારી મણીની બા બનાવી દે. કહી પરસન શાંન્ત થઇ પરસનના ક્રોધીત ઉદગારોથી ત્રીભોવનદાસને આગાધ થયો. તેની દ્રષ્ટીએ બીજોજ ખ્યાલ કરી લીધો. અને પુનઃ હાય શોક જનક ઉદગારો નીકળ્યા. એટલામાં "બસ બહુ થઇ ગયું,

વધારે લવારો કરીશ તો એમ સમજ કે તારી આબરૂ રહેવાની નથી. ઉદ્દગારો સાંભળતાંજ ત્રીભોવન ઠંડોગાર થઇ ગયો. પરસનને શો જવાબ આપવો ' તેનું પણ બીલકુલ ભાન રહ્યું નહિ. હોશીઆર, કાબેલ ત્રીભોવનદાસ એક સ્ત્રીના ક્રોધથી દબાઇ ગયો. "શું! નીમાજ પઢતાં મસીદ કોટે વળગતી હશે." એટલાજ ઉદ્દગારો મુખમાંથી નીકળી પડતાંની સાથે બળતામા ઘી હોમાયું. પરસન પોતાના હસ્ત વડે મુકીઓનો પ્રહાર પોતાની છાતીએ કરવા લાગી. સ્વહસ્તે છાતી ઉપર ઉઝરડા ભરી પરસને પુનઃ બુમ પાડી. બુમ સાંભળતાંની સાથે માણેક પોતાનું કામ પડતું મુકી એકદમ દોડી આવી જુએ છે તો પરસનની દુરદશા થએલી જોઇ ધર્મની મુર્તિ દયાની દેવી માણેકના અંતઃકરણની અંદર દયા આવવાથી પરસનની પાસે દોડી જઇ છાતી સાથે દાબી પુનઃ ત્રીભોવન સામે ક્રોધભર્યા દ્રષ્ટી કરી પુનઃ બોલી ઊઠી.

"આપ મારા પતિ છતાં કહેવું પડે છે કે અવર સ્ત્રી ઉપર બદ દાનતથી જોવામાં પાપ છે, અને તેની સાથે તેના શિયળને ભંગ કરવાથી ભંગ કરનાર પુરૂષ નર્કની ખાણમાં પડે છે. આવેલા અતીથીની લાજ લેવી કયા શાસ્ત્રની અંદર કહેલું છે. પરસ્ત્રીની ઇજ્જત લેવી તે પણ કયા શાસ્ત્રમાં કહેલું છે. ધિક્કાર છે તમને કે ધર્મ મુજબ નહિ ચાલનાર પતિ તમને જેટલો ધિક્કાર આપું તેટલો થોડો છે. કહી માણેક શાંન્ત થઇ ગઇ. પણ ત્રીભોવનને દાઝયા ઉપર ડામ જેવું થયું. અંતઃકરણ ચીરાઈ જવા લાગ્યું. એકદમ ગભરાઈ ગયો. બોલવાની હિંમત રહી નહિ. પણ પાછી કંઇ ધીરજ આવવાથી પુનઃ બોલવા લાગ્યો.

" ચુપકર ! ચંડાળણી, બોલતાં વીચાર કર. અમારી વાતમાં તું શું સમજવાની હતી. બસ ! છોડ. મારા હુકમનું માન રાખવું હોય તો હું કહું છું કે ઘરમાં ચાલી જા." પતિનો હુકમ પરમાત્માના હુકમ મુજબ ગણી સતી માણેક ચાલતી થઈ કે ત્રીભોવનદાસ પીગળી ગયો. પરસનને બાથમાં લઈ હિંડોળા ઉપર બેસાડતાની સાથે તેના ગુલ ગુલાબી ગાલ ઉપર ચુંબન કર્યું. પરસન સ્ત્રી ચરિત્રની ભરેલી પાંખડી પરસન ત્રીભોવનદાસને કાબુમાં આવેલો જોઈ પોતાનું શીર ત્રીભોવનદાસના ખભા ઉપર નાંખી દઈ રડવા લાગી. જોતજોતામાં ત્રીભોવનદાસનો ખભો ભીંજવી દીધો. આથી રડતી છાની રાખવા માટે સ્ત્રી લંપટ, સ્વાર્થી ત્રીભોવનદાસ છાતી સાથે દબાવવા જાય છે કે તરત સ્યામદાસે દેખાવ દીધો સ્યામદાસને જોઈ ત્રીભોવન દુર જઈ બેઠો પણ સ્ત્રીઓની માળા જપનાર સ્યામદાસને બીલકુલ વ્હેમ આવ્યો નહિ.

વ્હાલા વાંચક જે પુરૂષો પોતાની ચક્ષુએ ઘોળું એટલું પય સમજે છે પણ ચુનરનું પય ઘોળું છતાં તેનું સેવન કરવાથી કાળજું ઉથલાવી નાંખે છે. તેમ કેટલાક સ્ત્રીઓને સ્ત્રીઓ સમજી પાત્ર કે કુપાત્ર સમજ્યા સિવાય સ્ત્રીના મોહ પાસમાં પડી જાય છે. તેની છેવટે ખરાબીજ થાય છે. સ્ત્રીઓ દેખાવમાં સ્ત્રી છતાં અંદર ખાનેથી નાની છુરી હોય છે. કાળજાને વીંધી નાંખનાર ઝેરી કટાર હોય છે. માટે "પરસ્ત્રી નાની છુરી મત લગાવો અંગ, રાવણકે દશ શીશ ગયે સો પરનારી કે સંગ" માટે પરસ્ત્રી તે માતા સમાન સમજી વિષયાંધ બનવું નહિ. અસ્તુ.

પરસનના મોહ પાસમાં પડેલા શ્યામદાસે રૂપીઆ સો, સોની બે નોટ ત્રીભોવનદાસના હસ્તમાં મુકી કે તરત શાબાશ શ્યામદાસ શાબાશ મને ખાત્રી નહિ હતી કે તમો બસો રૂપીઆ લાવી શકશો પણ બાપલા ભર્યા કંઇ છલકાતા નથી. મારા જેવા અધુરાજ છલકાઇ જાય છે. સીંહના બાલક તે સીંહ હોય છે. તમારા બાપ દાદાની આબરૂ તમે બરાબર હાથમાં લઇને આકામ કરો છો. "ત્રીભોવનદાસે શ્યામદાસના બાપદાદાની આબરૂ સુદ્ધીના વખાણ કરતાં કહ્યું.

"મા બાપ તો મારા શાળા ઢેડ હતા. નાતની કન્યા લાવવા માટે ઘણાએ ધાંધા માર્યા પણ કંઇ હાથમાં આવ્યું નહિ. અરે છેવટ બાયડી ખોળતા મરી ગયા. તો પછી મેં ખોટું કર્યું છે. બાપ દાદાની તો શું પણ સાત પેઢીની સત્યાનાશ વાળી દીધીની હા બા હા! "ત્રીભોવનદાસે વચમાંથીજ જવાબ આપી દીધો કે તરત શ્યામદાસે પાછી શરૂઆત કરી "ત્યારે હવે પરસન વહુને હલકારેથી હાલવાનું કહીદોના" શ્યામદાસે મતલબની વાત કાઢી

"ભઇલા! એમ કંઈ હલકારેથી હલાય છે. તેને પુછી તો જોઉં કે શું! કહે છે પછી હાલવાની વાત" ત્રીભોવનદાસે કંઇ ગભરાતાં જવાબ આપ્યો "ત્રીભોવનદાસ, કેમ ગભરાતાં ગભરાતાં જવાબ આપો છો. હલકારેથી ખુખારો કરીને બોલો એટલે ખબર તો પડે કે મરદના બચ્ચા કેવાં કામ કરે છે. મુઆ મવાલી જેવા નાતના છોકરા મારા દીકરા નાતમાંથી કાળી બીલાડી જેવી બાયડી લાવે છે. પણ હું તો પરમેશ્વરની ઘડેલી લાવ્યો છું. જાઓ તમારે જે પુછવાનું હોય તે પુછી જુઓ. શ્યામદાસનો જવાબ સાંભળતાંજ ત્રીભોવનદાસે પરસનને ઇસારો કર્યો. ચતુર પરસન સમજી ગઇ.

અંદરના ઓરડામાં બંને જણુ મસલત કરવા લાગ્યા. પુનઃ ત્રીભોવન દાસ બોલી ઉઠયો......

પરસન તું સમજુ છે. એટલે તને વધારે કહેવાની જરૂર નથી. માટે મારી આબરૂ તારા હસ્તમાં છે. માટે હું કહું તે સાંભળી મારી ઇજ્જત રાખે તો બહુ સારૂં છે. હાલ તું સ્યામદાસ સાથે જા અને પછી તારે રહેવું હોયતો રહેજે નહિતો મારૂં ખોલડું તારા માટે ઉઘાડું છે. માટે મારૂં નાક કપાવીસ નહિ. અને સમજી જા." ત્રીભોવનદાસે શાંન્તીથી કહ્યું.

"નાક કપાય કે શીર કપાય તેની મને પરવા નથી. તમારી ઇજ્જત ખરાબ થાય છે. તો મારી ઇજ્જત ખરાબ થઇ નથી. તમે શુ તમારા છોકરાની મા નથી કરી. હાય એટલું બધું અપમાન છે. આટલું હળહરડતું અપમાન કરતાં ખ્યાલ નહિ કર્યો. તો પછી તમારી ઇજ્જતનો મને કેમ ખ્યાલ થશે. સ્યામદાસ ભલે સ્મશાનમાં લાંબો થઇને સુઇ જાય તેની મને પરવા નથી. મારે જરૂર તમારી છે. સ્યામદાસની નથી. વધારે બોલાવશો નહિ, આનું પરિણામ સારૂં નહિ આવે તે નક્કી સમજી લેજો. પરસને ખુલ્લે ખુલ્લું કહી દીધું.

"પરસન! મસીદ કોટે વળગી ખરીકે?" હા "પ્રતુતર મળતાંજ ત્રીભોવનદાસનો ચહેરો ફીકકો પડી ગયો. ચીન્તાથી તેનું મુખારવીંદ નીસ્તેજ થઇ ગયું. પુર્ણ ઉદાસ થઇ ગયો. નીરૂપાયે સ્યામદાસ પાસે આવ્યો. ત્રીભોવનદાસનું મુખારવિંદ જોઈ સ્યામદાસ પુનઃ બોલી ઊઠયો.

"કેમ ભાઇ સાહેબ, ઉદાસ કેમ દેખાઓ છો. સિંહ કે સીયાળ" શ્યામદાસે પ્રશ્ન કર્યો "સીંહ, સીયાળ તો ગણી થતાં હયશું. પણ આજની રાત રહી કાલે જમીને જજો એટલે હલકારેથી કામ થાય? ત્રીભોવનદાસના જવાબથી શ્યામદાસનો દમ ઠંડો થઈ ગયો. મહાસુસીબતે" તમારી ખુશીએ ખુશી. જ્યાં સુધી પરસન તમારા ઘરમાં છે. ત્યાં સુધી મારૂં કંઈ ચાલવાનું નથી." કહી શ્યામદાસ શાન્ત થયો. શ્યામદાસનો જવાબ સાંભળ્યો ન સાંભળ્યો કરી ત્રીભોવનદાસ પલાયન થઇ ગયો. શ્યામદાસ ઝખ મારીને રહ્યો.

---

## પ્રકરણ ૩ જું.




### પરસન કે? દુરવ્યસન.

ગડ જીલ્લામાં ચીતરોડા ગામની આસપાસ કુદરતના કર્તા પરમેશ્વરે કુદરતીજ કિલ્લો બનાવ્યો હતો. ઠાકોર સાહેબના ન્યાયી રાજ્યમાં અજા અને વાઘ એક સ્થાને પોણી પીતાં હતાં. ચીતરોડા ઉપર સંધ્યા સલુકાતનો પ્રભાવ થવાથી પર્વત પ્રદેશ રળીઆમણો દેખાતો હતો. ભીન ભીન રંગોથી પૃથ્વી રતાશ પડતી થઇ હતી. ઉપવનની અંદર પંખીઓ કલકલાટ મચાવી મુકતા હતા. તેવા સમયમાં માણેક પોતાના પુત્ર સુંદરને પાસે લઇ બેઠી હતી. એટલામાં અજ્ઞાન સુંદર પુનઃ બોલી ઉઠયો.

"બા! લોકો કહે છે કે તારા બાપા તો બાયડીઓની દલાલી ખાય છે. અને અવર પુરૂષોના ઘર ભંગાવી તેમની સ્ત્રીઓને વેચી મારે છે. ત્યારે શું! તે વાત ખરી છે" સુંદરે માણેકને પ્રશ્ન કર્યો.

"ભાઇ" આહાર એવો ઓડકાર અનીતિવાળાં કાર્ય કરવાથી છુપાં રહી શકતા નથી. અને જેટલાં છુપાં રાખવા ધારીએ તેથી અધીક જાહેરમાં પડે છે. કાગડો ગમે તેટલો ચતુર હશે. પણ છેવટ વીષ્ઠા ઉપર જઇને બેસશે વધારે તેટલું થોડા બારે, વધારે ખીલે છે. તેટલું કરમાય છે. તેમ તારા બાપા થોડાને મારેજ કરે છે. પાપનો ઘડો ભરાય છે ત્યારેજ માણસ નર્કમાં જાય છે. બેટા! તે સંબંધી

તારા મગજની અંદર કંઈ પણ વિચાર લાવવા નહિ." માણેકે સુંદરના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું,

"બા, મારા પીતાશ્રીનો ખ્યાલ નહિ કરૂં તો પછી કોનો ખ્યાલ કરીશ. મારા બાપાની આવી ચાલથી મને લોકો જંપવા દેતા નથી. અને આડતીઆ તેમજ દલાલીઆનો છોકરો કહી હરવખત ખીજવે છે. માટે તું તેમને ન કહે" સુંદરે પોતાના પીતાની દયા ખાતાં કહ્યું.

માણસને એક વખત કહેતાં માનતાં નથી. અને તેજ રસ્તે ચઢે છે. તેજ આખરે પડે છે. ધર્મે જય અને પાપે ક્ષય. કાળા માથાનું માણસ શું ન કરી શકે! ધારે તો પ્રભુને પોતાના કરી લેવાને માટે સમર્થ થાય છે. નીતિના માર્ગમાં જઇ પ્રભુની ભક્તિ થઇ શકે છે. અને અધર્મ કરીને તેજ માણસો પાપકુંડની અંદર પડી શકે છે. અધર્મ કરી રાજા રાવણના દશ શીશ ધુળમાં રોળાયા છે. અધર્મથી સો કીચકો અગ્નીની અંદર હોમાયા છે. વીષ્ટાને ગમે તેટલી ધુળની અંદર દાટો પણ તેની દુર્ગંધ છોડતી નથી. અધર્મથી કરેલાં કાર્યો નીંદાને પાત્ર થાય છે. કરે તેવું પામે અને વાવે તેવું લણે. તેમાં આપણને દોષ નથી..............

અધર્મથી રાજા રાવણના દશ શીશ કપાયાં છે?
અધર્મથી સો, કીચકો કાળના મુખમાં તણાયા છે;
અધર્મ કુંભ છે તારો તરત છલકાઇ જાય છે.
અધર્મ માર્ગે જે ચઢે તે નર્ક કુંડમાં જાય છે."

ઊ. ક. ભાઇ ખત્રી.

કહેતાંની સાથે સતીત્વના બળે કરીને માણેકનાં રૂવેરૂવાં ઉભાં થઈ ગયાં. મુખ લાલચોળ થઈ ગયું. માણેકની વીકરાળ મુખમુદ્રા

જોઇ સુંદર ગભરાઇ ગયો. બુમ પાડવાની તૈયારીમાં હતો. પણ તરત માણેક સાવધ થઇ ગઈ. એટલામાં મણી આવી મણીને જોતાંજ સુંદરે "બા ! જુઓ મણી આવી. ઉદ્ગારો નીકળતાંજ પુત્રઘેલી માણેકે મણીને પાસે બોલાવી છાતી સાથે દાબી અને પુનઃ બોલી ઉઠી. "મણી, બેટા મણી તું મને બહુ વ્હાલી લાગે છે. મારા સુંદર કરતાં પણ તું મને વહાલી છે. આવ મારા દીકરા આવ" કહી મણીના ગાલ ઉપર ચુંબન કર્યું. આ વખતે મણીનો મિજાજ ઠેકાણે હોવાથી શાંન્ત થઇને બેસી રહી. તેને કંઇ યાદ આવવાથી માણેકની પાસેથી ખસી જઇ મણી પુનઃ બોલી ઉઠી.

"તું કોને છોકરી કરે છે. ખબરદાર આજ પછી તું કોઈ દિવસ મારી છોકરી કહીશ તો તું તારી વાત જાણે. તું કોઇ દિવસ મારી મા થઇ નથી. અને હું તારી છોકરી થઇ નથી. મારી બા તું નથી. પણ પરસન છે. તું સુંદરની બા છે. મારી બા નથી મારા બાપાએ મને પરસનને બા કહેવાનું કહી ગયા છે. માટે તું કોઇ દિવસ મારી બા થવાની નથી." મુગ્ધ બાળા મણીએ ત્રીભોવનદાસનું પોગળ ઉઘાડું કરતાં કહ્યું. સર્પના શીર ઉપરની મણીએ માણેકના અંતઃકરણની અંદર ઉષ્ણ તેલ રેડયુ. અને એકદમ "હાય" માણેકે ઊંડો નીઃશ્વાસ નાંખ્યો. એટલામાં "મારા મનના માલીક મળીઆરે થઈ પ્રેમ વશ પાતળીઆ" મણીના મુખમાંથી પુનઃ ઉદ્ગારો નીકળતાંની સાથે.

"હાય ! પ્રભુ ભવિષ્યની અંદર ત્રીભોવનદાસના મકાનનું શું થવા બેઠું છે. મને આ મકાન સ્મશાન સમાન લાગે છે. શીવ, શીવ, આ શો જુલ્મ ! ખરેખર સોબતે અસર તુકમે તાસીર ઘરની અંદર

માતા પીતાઓ જેવાં આચરણ કરે તેવાંજ બાળકો તેની નકલ કરીને બનાવે છે. અને છેવટે નકલની અસલ કરવાને ચુકતા નથી. નાનપણથી બાળકના અંતઃકરણની અંદર જેવી ટેવ પડેલી હોય તેવી પડે છે. કુમળા હૃદયના માણસોને તેની અસર જલ્દીથી થાય છે. હાય! મણી તું મણી નહિ પણ ભવિષ્યની અંદર કાચ થવાનો છે. મણી નહિ પણ તું પત્થર છે. જેટલી તું પ્યારી છે, તેટલીજ અળખી થવાની . જેટલો તારા ઉપર પ્યાર છે. તેટલોજ અણગમો થવાનો હાય પ્રભુ ! વિનાશ કાળે વીપરીત બુદ્ધી થાય છે. જ્યારે નાશ થવાનો સમય નજીક હોય છે. તે વખતે સર્વ કાંઇ ઉંધાજ વિચાર સુઝે છે. અને તેથી કરીને ખરાબ બુદ્ધી થાય છે. માણસો જમાનાનો દોષ કાઢી જમાનાને ખરાબ કહે છે.

" જમાનાને દોષ દેજો નહિ દોષ દેવો આપને
બીજો દોષ દેજો નસીબને છેલ્લો દોષ માતાતાતને.

જ્યારે જમાનો બદલાય છે. ત્યારે બધું બદલાય છે. એમ કહેનારા મનુષ્યો કેવળ મુર્ખ હોય છે. શું મણીનો જમાનો મણીના માલીકનો છે? નહિ તે સોબતે અસરનો છે. માણસ ધારેતો જમાનાને પલટાવી શકે છે. જળને ઠેકાણે સ્થળ અને સ્થળનું જળ બનાવે છે. હાય! અફસોસ, જુલ્મી જાલીમો તમો પૃથ્વી ઉપર પત્થર સમાન છો. હાય! પ્રભુ, સહાય થાઓ." કહી માણેક શાંત થઇ બેસી રહી. એટલામાં પરસન પુર નીસામાં ચકચુર થઇને અને ઠોકરાતા અવાજે પુનઃ બોલી ઊઠી...... ... ...

" કયાં છે! મા...ણે...ક. મારા ઘરમાંથી બહાર ની......કળ"

કહી પરસન માણેક તરફ ધસી આવી. પરસનને જોતાંજ માણેક ઊઠીને નાસવા લાગી. કે મણી જાણે વેરની વસુલાત લેવા માટે તૈયાર થઇ ગઇ હોય એમ પરસનનો છેડો પકડી ત્યાંજ થોભાવી દીધી. એટલામાં પરસન પુનઃ તેના તરફ આવતી જોઇ નાસવા લાગી પણ મણીના હસ્તમાંથી છુટી શકાયું નહિ. ઘણાં ફાંફા માર્યાં. સર્વ નીષ્ફળ ગયા. કે તરત પરસને આવી માણેકનો જોરથી હસ્ત પકડયો. માણેકે જોર કરી ધકકો માર્યો કે તરત મણી અને પરસન બંને જણુ જમીન ઉપર પછડાઈ ગયાં. મણીએ પડતાની સાથે જોરથી બુમ મારી કે તરત અંદરથી શ્યામદાસ દોડી આવ્યો. જેની સાથે પરસનને ઉલટી કરવાથી દારૂની દુર્ગંધ નીકળવાથી આખા ઓરડાની અંદર દારૂ દારૂ થઇ રહયો. અને એકદમ આતો "પરસન કે દુર્વ્યસન ?" વ્હાલા વાંચક પરસન નહિ પણ દુર્વ્યસન છે. પરસનનો તમાસો જોઇ શ્યામદાસ પલાયન થઇ ગયો.

---

# પ્રકરણ ૪ થું



## કેમ ! યાદ નથી કે ?



આ જ દિવસના દશ વાગતાં ગુણવંતી માણેકે અંડાળણીનું કાસળ કાઢવા માટે રસોઇ તૈયાર કરી દીધી. પ્રથમ સ્યામદાસને જમાડયા પછી માણેક અને ત્રીભોવનદાસે જમી લીધું. જમતાં જમતાં પરસનને પરવારતાં કરતાં બાર વાગ્યાને ટકોરો થતાંજ અધીરો સ્યામદાસ સ્ત્રીઓનો સેવક સ્યામદાસ પુનઃ બોલી ઉઠયો, "ત્રીભોવનદાસ હવે કેટલી વાર છે. બાર વાગ્યા તોએ પણ તમારો પારે આવ્યો નહિ. હજુ સુધી કેટલી વાર કરવી છે." સ્યામદાસે મતલબની વાત કહી.........

"હવે શાની વાર છે. વસ્ત્ર પહેરીએ એટલે બસ, પહેલા તમે અને પછી પરસન હાલો લાવો ગાડીને શુકન જોઇને વ્હેલા સીધાવો ત્રીભોવનદાસ ઉપરથી બંધકથા બોલતો હતો પણ અંદરખાનેથી તેને કંઈ વ્હેમ ચીન્તાથી તેના મુખ ઉપર હરેક તરફના ફેરફાર થતા હતા. તેનો ખ્યાલ સ્યામદાસને હતો નહિ. સ્યામદાસ પરસનની પ્રસન્નતાનો તેમજ તેના રૂપનો ખ્યાલ કરતો હતો. ત્રીભોવનદાસે જેવો હુકમ કર્યો કે તરત સ્યામદાસ નીચે ઉતર્યો, ભાડાની વીકટોરીઆ કરી ઉપર આવ્યો "લો હાલો ગાડી તૈયાર છે. સ્યામદાસે કહ્યું કે તરત પરસન રૂમઝુમ કરતી આગળ સ્યામદાસ પાછળ પરસન વિકટોરીઆની અંદર સ્વાર થઇ ચાલતા થયા જ્યાં સુધી વિકટોરીઆ

તેમની દ્રષ્ટીએ પડી ત્યાં સુધી ત્રીભોવનદાસ તે તરફ ટગર ટગર જોઈ રહયો અને જ્યારે વિક્ટોરીઆ દેખાતી બંધ થઈ ગઈ ત્યારે તે તરફથી પોતાની દ્રષ્ટી ખેંચી લઈ "હાશ" કહી પ્રફુલ્લીત મુખમુદ્રા રાખી પોતાના મકાનની અંદર ચાલતો થયો. બારણાની અંદર માણેક ત્રીભોવનદાસની રાહ જોતી ઊભી હતી. માણેકને જોતાંજ "મણી કયાં છે ?" ત્રીભોવનદાસે પ્રશ્ન કર્યો.

"મને તેની ખબર નથી." માણેકે નકારમાંજ જવાબ આપ્યો.

"તને ખબર નથી તો પછી કોને ખબર હોય," ત્રીભોવનદાસે ફરીથી પ્રશ્ન કર્યો.

"મારે અને મણીને કંઈ લેવા દેવા નથી કે હું તેની ખબર રાખું" માણેકે મતલબની વાત કઢાવવાને કહ્યું.

"ના" માણેકે નકારમાંજ જવાબ આપ્યો. શું તું એની માતા નથી ત્રીભોવનદાસે ઉદેશીને કહ્યું.

"ત્યારે મણી કોને બા કહેવા જશે." ત્રીભોવનદાસે પ્રશ્ન કર્યો

"વ્હાલા" મણીને બાની કયાં ખોટ છે. હાલના જમાનામાં માતા પીતા બહુ થાયછે કુમળા બાળકોના મગજની અંદર કુટેવોનો વાસ આપનાર તેમની જીંદગીને બરબાદ કરનાર બાળકો કુમાર્ગે દોરનાર દુષ્ટ વંતરીઓ હરાજ થાય છે. ખરા હતાં તે પલાયન થઇ ગયાં. અને ગળે પડુ અને સ્વાર્થ સાધનારાજ પોતાનો દાવો કરીને બેસે છે. વ્હાલા શાંભળો.

"સ્વાર્થ તણી સગાઇમાં માતા પીતા કયાં છે ? ખરાં.
નીઃસ્વાર્થ સ્નેહીઓ આથડે લુચ્ચા સ્નેહીઓ રહી ગયા.
સ્વદાવો મનુષ્યો છોડીને પરતંત્ર દાવો જન કરે
અન્યાયી કળીયુગ રાજમાં કો કોઈના નહાને ધરે—ખત્રી.

કાળા કૃત્યોના કરનાર કળીયુગની અંદર ખરો ન્યાય ક્યાં છે.

"માણેક, તારા અભીમાની વાક્યો સાંભળી મારૂં હૃદય કબુલ કરતું નથી. અને તે પ્રમાણે અભીમાન રાખતી હોય તો બતાવી આપીશ. ત્રીભોવને ગુસ્સાથી કહ્યું. વ્હાલા મેં આપના બોલેલા વાક્યોજ ઉચ્ચારેલા છે. હું અદેખાઇ કરીને કહેતી નથી અને નીતિના સદબોધથી આપને માઠું લાગતું હોય તો આ શીર હાજર છે. કાપી લો. મારા શીરના તાજ મારા તનના મનના અને ધનના આપ માલીક છો. આપના દર્શનાર્થે આપના ચરણમાં પડવા તૈયાર છે. કહી સતી માણેક ઘુંટણીએ પડી.

"વ્હાલી, તારા દેહનું તારા શરીરનું શું થશે. મારા મારવાથી તને દુઃખ દેવાથી તારા આત્માને દુઃખ થશે." ત્રીભોવનદાસે દયા બતાવતાં કહ્યું.

"વ્હાલા, આદેહ કંઈ કામમાં આવવાની નથી, મૃત્યુ પછી કાળી કે ગોરી ગમે તેવી હશે તે અગ્નીમાં બળવાની છે. એવાં સદભાગ્યકે સ્ત્રીનું મરણ પોતાના પતીના હાથમાં થાય. પતિ પરમેશ્વર છે. સતિને તીર્થ યાત્રા જપ, તપ, મંત્ર પતિ છે. પતિ ભક્તિ વિના સ્વર્ગ મળી શકતું નથી, વ્હાલા રૂપ કે રંગ કાંઈ રહ્યો નથી ને રહેવાનો નથી.

"અભીમાન ગંદી દેહનો જે કરે છે માણસો.
ત્વચા ધોળી જોઇને રદય તમારૂં ન તાણશો.
સફેદ ત્વચા ધુળમાં જઇ માટીમાં મળવાની છે.
કાળી કે ગોરી ગણો પણ ન કદી ટકવાની છે.
રૂપ કે રંગ વ્હાલા ન કોઇનો રહ્યા ન રહેવાનો છે.
કુડા કે ભુડાં અપંગ જન માટીમાં મળવાના છે. ખત્રી.

વ્હાલા રૂપ રંગ ગમે તેવો હોય પણ સર્વ એક માટીની પેદાશ છે. અને તેજ માટી માટીમાં મળવાની છે" માણેકના નીતિ વાકયોથી ત્રીભોવનદાસનું અંતઃકરણ શુદ્ધ થઈ ગયું. પવિત્ર વિચારો તેના અંતઃકરણમાં દાખલ થવાથી ત્રીભોવનદાસે માણેકના અધરોષ્ટ ઉપર ચુંબન કર્યું આથી માણેક પોતાના નસીબને ઠેકાણું આવેલું જોઈ ધન્યવાદ ગણ્યો.

વ્હાલા મારા અંતઃકરણમાં કંઈ વ્હેમ અને શંકા એક પછી એક આપી મારા મગજને ભમાવે છે. મારા અંતઃકરણની અંદર એમ થાય છે કે આપ કદાચ પરસન સાથે પુર્નલગ્ન કરી પ્રેમ પાસમાં પડો તો પછી આપની દીન દાસીની શી હાલત થશે. તેનો ખ્યાલ થવાથી હું બહુ ગભરાઉં છું. વ્હાલા અત્રે આપના શીવાય મારા દુઃખમાં ભાગ લેનાર કોઇ નથી." કહેતાની સાથે માણેકનું અંતઃકરણ ગભરાઈ ગયું. આંખમાંથી ઝળઝળીઆં આવ્યાં. ત્રીભોવનદાસ સમજ્યો. માણેકના પ્રેમનો ખ્યાલ થવાથી પુનઃ ઉદ્દગારો કાઢયા.

" વ્હાલી ! આવા ઉદ્દગારો લાવવા તે તમને વ્યાજબી નથી. તમો વ્હેમી થશો નહિ. મારા અંતઃકરણની અંદર શું છે. તે બતાવવાથી હિંમત હથિઆર આપવાથી થશે. પ્રેમી હનમાનની છાતી ચીરતાં તેના અંતઃકરણની અંદર રામ, રામનામ સોનેરી અક્ષરો લખેલા હતા.

" ચીર્યું હનુમાનનું હૈયું નીહાળી રામની મુર્તી
હૃદય મારૂં અરીસો છે ઉધાડી તું ભલે જોરે. કલાપી.

વ્હાલી મારા હૈયાની અંદર તારીજ મુર્તી તારોજ પ્રેમ છે.

વ્હાલી ! તુંજ મારા હૈયાનો હાર છે." કહી ત્રીભોવન દાસે લાંબો હસ્ત લાંબો કરી જેવો માણેકની ડોકમાં નાંખવા જાય છે કે તરત " કેમ ! યાદ નથી કે ઉદગાર કાઢયા પરસન બંનેના સમક્ષ આવી ઊભી રહી. રંગમાં ભંગ પડયો પરસનને જોતાંજ કોણ પરસન માણેકના મુખમાંથી નીકળી પડયા કે હા તેજ પરસન ? પ્રત્યુતર આપ્યો પરસન ત્રીભોવનદાસ સામે એકી દ્રષ્ટીએ જોઇ રહી અને બોલી ઊઠી કેમ ! ત્રીભોવનદાસ ગઇ કાલની ખબર નહિ હોય કેમ, ઠીક છે, પરસ્ત્રીની આબરૂ ઉપર હાથ નાંખનાર માણેકના પતિ તારા ઉપર પરસન કેવી પરસન થાય છે. તે હું બતાવીશ. બોલ ! પાપી પુરૂષ બોલ તારી સ્ત્રી કોણ છે" પરસને હસ્ત પકડયો કે ત્રીભોવનદાસની દ્રષ્ટીએ માણેકને કોઇ મારતું હોય એમ ભાસ થવાથી ખબરદાર મારી વ્હાલીને મારશો નહિ. હું ઊભો છું છતાં તેનો તમે બીલકુલ ખ્યાલ કરતા નથી. હરામખોરો હાલ્યા જાઓ કહેતાંની સાથે ત્રીભોવનદાસને ચકર આવવા લાગ્યા. ઓરડો ચકરી ફરતો જણાયો આંખે લાલપીળું દેખાવા લાગ્યું એટલામાં એકદમ ચકરી આવવાથી "માણેક" કહેતાંની સાથે જમીન ઉપર પછડાઇ ગયો. ત્રીભોવનદાસની દુરદશા જોઈ શુદ્ધીમાં લાવવા માટે પરશન માણેક તેની પાસે બેસી શુદ્ધીમાં લાવવાનો ઉપાય કરવા લાગી.



## પ્રકરણ ૫ મું.

### પરસન કે પસલો ?



રાતના આઠ વાગ્યાનો સમય છે. મનુષ્યો વાળુ કરી શયન સામગ્રી કરતા આપણી દ્રષ્ટીએ પડે છે. તો કેટલાક વાતોના ગપ્પાં મારી પોતાનો વખત ગાળતા જણાય છે. તો કેટલાક વાળુ કરતા આપણી દ્રષ્ટીએ પડે છે. કેટલીક નવવધુઓ ઠઠ્ઠા મશ્કરી કરી પોતાના મન રંજન કરતા જણાય છે. વીરહઘેલી વનીતાઓ પતિની રાહ જોતી બેઠેલી જણાય છે. તેવા સમયમાં સ્યામદાસના મકાનની અંદર સ્યામદાસ હાથમાં હુકકો લઇ ખુશ મીજાજથી બેઠેલો આપણી દ્રષ્ટીએ પડે છે. સ્યામદાસનું શયનગ્રહ પુર ભપકાથી શણગારેલું જણાય છે. ચાંદાનો વિલાસ તેલની બાટલીઓ આયનાઓ છબીઓ દરેક સ્થળે ટાંગેલી છે. એક બાજુ હાટીઆની અંદર અતર, ફાંસકાનોજ જથો કરેલો જણાય છે. પલંગ ઉપર પરસન આમતેમ પાસા ઘસતી જણાય છે. પતિની રાહ જોતી પરસન ઘડીકમાં બેઠી થતી સુઈ જતી ચેન નહિ પડવાથી પુનઃ ઊભી થતી પરસન પલંગ ઉપર બેસતાંની સાથે પુનઃ બોલી ઊઠી.

"હાય ! જમાના તારા અન્યાયી રાજ્યમાં કેવા અઘોર કૃત્ય થાય છે. ભોળા હૃદયના માણસોને દગો દઇ ખાડામાં નાંખવા તૈયાર થાય છે. હાય ! પ્રભુ ! જુલમ, જાલીમ જમાના તારા પ્રતાપથી ઠેરોઠેર દગો. વિશ્વાસઘાત પ્રપંચ થયા કરે છે. અને અનીતિએ ચઢી પછી નર્કકુંડમાં

પડવાનો તું માર્ગ બતાવે છે. હાય ! શીવ, શીવ, જ્યાં સુધી પાપી મનુષ્યો છે. ત્યાં સુધી દેશનું શ્રેય થવાનું નથી. ચંડાળ મનુષ્યો દેશને પાયમાલ કરનાર તમેજ છો. હાય ! પ્રભુ દેશનું હવે શું થવા બેઠું છે. તેની મને સમજ પડતી નથી. સરકારે નીશાળો સ્થાપી ફરજીયાત પાડી તો પણ હજુ સુધી અંધાના અંધા રહ્યા. હાય" કહી પરસન શાંન્ત થઇ. કોઇનો આવવાનો પગરવ થવાથી એકદમ પોતાની દ્રષ્ટી તે તરફ ફેંકી કે સ્યામદાસ તેની દ્રષ્ટીએ પડયો. શરમાળ પરસન શરમાઇ ગઇ. શાળુનો છેડો ખેંચી લજ્જીત પણે બેસી રહી. પુનઃ સ્યામદાસ પલંગ ઉપર બેઠેલી પરસનના શરીરને સ્પર્શ કરી તેની નજીક થડોથડ બેસી ગયો. ઇલેકટ્રીકના પાવરની સાથે જેમ અંધકારમાં ઉજાસ થાય છે. તેમ સ્યામદાસના અંતઃકરણની અંદર પૂર્ણ પ્રકાશ થવાથી રૂવાં ઊભાં થઇ ગયાં. પરસનના પ્રેમપાસમાં પડેલો સ્યામદાસ જેવો બંને હસ્તો લાંબા કરી પ્રેમ આલીંગન આપવા જાય છે. એટલામાં "સબુર ! સ્યામદાસ, તારાં અજ્ઞાન ચક્ષુઓ ઉઘાડ. અને જો. જમાનાની અંદર કેવાં કેવાં દગાઇના કાર્ય થાય છે તે જો. સ્ત્રીલંપટ મનુષ્યો કોઇ પણ પ્રકારનો ખ્યાલ કરતા નથી. તેમની કેવી દશા થાય છે. તે મારા ઉપરથી જો." ઉદ્‌ગારો કાઢતાંની સાથે પરસને પોતાનું મુખારવીંદ ખુલ્લું કરતાંજ "શું ? આ તો પરસન કે પસલો ? વ્હાલા પરસન નહિ પણ પસલા નામનો છોકરો નપુંસક હોવાથી સ્ત્રીનાં કપડાં પહેરાવી મોકલ્યો હતો. પૈસાના લોભી શું નથી કરતા. તે આ ઉપરથી સમજાઇ જશે. પસલાનું મુખ જોતાંજ સ્યામદાસ વીચારમાં પડી ગયો. તેજોમય મુખારવીંદ નીસ્તેજ બની ગયું. નીઃશ્વાસ નાંખી ભાલ કપાળ ઉપર હસ્તનો પ્રહાર કરતાંની સાથે પુનઃ બડબડવા લાગ્યો........

"નસીબ ! નસીબ ! તારીજ બલીહારી છે. તારી કળા ન્યારી છે. રંકનો રાજા રાજાનો રંક તુંજ બનાવે છે. મનુષ્ય તેમજ પ્રાણી માત્રના આગળ તુંજ ચાર ડગલાં છે. તારાજ પ્રતાપથી મારી જીંદગી બરબાદ થઈ ગઈ છે. અમૃતની આશાએ મેં કાર્ય કર્યું તેમાં પાપી મનુષ્યોએ ઝેરનું સેવન કરાવ્યું છે. સુકેલા હાડકાની અંદર કંઈ પણ તત્વ નહિ હોવા છતાં મોહાંધ સ્વાદ તેજ હાડકા ઉપર પોતાના દાંતને પરિશ્રમ આપી આનંદ માને છે. પણ ખરૂ જોતાં હાડકાંની અંદરથી કંઇ પણ નીકળતું નથી. પણ દાંતના લોહીથી સંતુષ્ટ માને છે. ધીક્કાર છે શ્વાન તને ધીક્કાર છે. અને તારી માફક સ્ત્રી ઉપર મોહાંધ થનારને પણ ધીક્કાર છે. સ્ત્રી હાડકાંની માફક છે. પુરૂષો તન મન ધનથી ખરાબી કરી સ્ત્રીઓના ઉપર મોહાંધ થઈ પોતાનું સર્વસ્વ ગુમાવે છે. તેવા વીષયાંધ પુરૂષોને ધીક્કાર છે. પરસ્ત્રીમાં મદાંધ થનાર મનુષ્યોના બુરા હાલ થાય છે. જ્યાં સુધી દેશમાંથી અનીતિ, વિશ્વાસઘાત, દગો, પ્રપંચ નાબુદ થયાં નથી. ત્યાં સુધી દેશની કોઈ કાળે ઊન્નતી થવાની નથી. કન્યાવિક્રય કરી બાળકની જીંદગાની બરબાદ કરે છે. સુભ કે અસુભનો ખ્યાલ નહિ કરતાં પોતાની ઉછરતી પ્રજાને પોતાના સ્વાર્થને માટે મુખથી મીઠું મીઠું બોલી દુઃખના દરિઆમાં ડુબાવે છે. બિચારા ગરીબ જનોના ઉદરમાં પેસી પોતાનું કામ કાઢી લઇ તેના બુરા હાલ કરે છે, તેવા મનુષ્યોને કદી પણ સુખ મળવાનું નથી. પણ રખડી રઝળી કમોતે મરવાના છે.

હાય ! પ્રભુ, કહેતાંની સાથે નીચે પ્રમાણે ગાવા લાગ્યો.

"દગો દેનાર દુનીઆની સગાઈ સ્વાર્થ સાથે છે?
પુરા બનીને મતલબી, પરમાર્થ, ક્યાં વીચારે છે?
બનીને સ્વાર્થ ઢોંગી ખરો તે ખેલ બતાવે છે.
કપાવી શીર ગરીબોના પુરા તેને રડાવે છે.
ભરેલા સરોવર જળથી તૃષાને ત્યાં તરપાવે છે
બતાવી રોડ માટીના ગરીબોને કપાવે છે
સુસોભીત પુષ્પ ખીલેલાં કહીને ત્યાં ભમાવે છે
લઇને રણ વીષે જાતાં કહો ત્યાં શું બતાવે છે
તમે છો? રાજા મહારાજા કહીને મન મનાવે છે
પેસી પેટમાં આધા પછી દુસ્મન તેડાવે છે
સગો ભાઇ કર્યો મારો પતીનું મન મનાવે છે
પછી નારી કરે જારી કહો? એ શી સગાઇ છે
ધરમી ભ્રાતા કહીને બ્હેનો અતીશે પ્રેમ રાખે છે
કરેછે કર્મ કુડાં તે કેવાં તે ખેલ ખેલાવે છે
જમાનો સ્વાર્થી જાણું છું સ્વાર્થી વાત પ્યારી છે
કર્યો આ કેર કળીયુગે કળા તેનીજ ન્યારી છે ખત્ર

હાય! જમાના સ્વાર્થી જમાના તારા રાજ્યમાં કેવાં અઘોર કૃત્યો થાય છે. તે મનુષ્ય માત્રના અંતઃકરણમા ઝેર રેડયું છે. હાય! વિશ્વાસઘાતી! તમે છેવટે નર્ક કુંડમાંજ પડવાના છો. એટલામાં "મારા વ્હાલા હવે વ્હાલીને કેમ બોલાવતા નથી" ના ઉદ્‌ગારો કાઢી પસલો શાંત થયો. એટલામાં સ્યામદાસ પુનઃ બોલી ઊઠયો. "ભાઇ! વ્હાલી તેજ આ સંસારની અંદર હવે ઝેરની પ્યાલીઓ થઇ ગઇ છે, આ પુરાની ચક્ષુથી ભવિષ્યની અંદર શું શું જોવાનું

મળશે તે હું કહી શકતો નથી. પણ નહિ કરેલાં કૃત્યો થશે. કન્યા વિક્રય થાય છે. અને થશે બાર વર્ષની સ્ત્રી ગર્ભ ધારણ કરશે. એક પુરૂષની સાથે વીસ વીસને પચાસ પચાસ સ્ત્રીઓ સાથે ફરશે. અને તેનો સમય નજીકમાં આવતો જણાય છે. કોઇક પુરૂષ બચીને પરમાત્માનો ભક્ત થશે. બાકી અધર્મી પુરૂષો નર્કકુંડમાં પડવાના જેટલો ધર્મ કરીશું તેટલુંજ ફળ મળવાનું છે. પ્રભુ! હવે તો મૃત્યુ આપે તો સારૂં." કહી સ્યામદાસ બોલતો બંધ થઇ ગયો.

"સ્યામદાસ આમાં બીલકુલ મારો વાંક નથી. પેટના માટે આવાં કામ કરવાં પડે છે. મે શું એવાં પાપ કર્મો કર્યાં હશે કે મારી આં દશા થઇ." કહી પસલો શાન્ત થયો.

"કરણી તેવી પાર ઉતરણી જેવું કરીશું તેવું પામીશું. પરમેશ્વર જે શિક્ષા કરે છે પોતાના કર્મનીજ શીક્ષા કરે છે. પૈસો શું નથી કરતો. શીર કપાવનાર પૈસો છે.

માણસોના અંતઃકરણ મલીન કરનાર લક્ષ્મી છે. તે પણ જમાનાની સાથે બદલાઇ ગઇ અધર્મી જનોના ત્યાંજ પડી રહે છે. પવિત્ર લક્ષ્મીનું પાપી અધર્મી ચંડાળનાજ ઘરમાં વાસ કરે છે. કસાઇને કુશળ અને ધર્મીને ત્યાંજ તારા ઉપર ધાડ હોય છે.

"લક્ષ્મી તું કયાં આથડે? જાએ વણજ વેપારમાં,
સતી તણી ન થાય સગી, જાએ તું ઘેર છીનાળના.
ધર્મી તુજ ચરણે પડે દયા તેની કરતી નથી?
તો એ તું, નફટ થઇને અધર્મીને ત્યાં બીરાજતી.

અફસોસ હજારવાર અફસોસ." ઊંડો નીશ્વાસ નાંખી શ્યામદાસ બેસી રહ્યોજ. એટલામાંજ પસલો પુનઃ બોલી ઉઠયો.

"હવે કંઈ પસ્તાવો કરે વળવાનું નથી. થવા કાળ થએ જાય છે. પણ આજ પછી જોઈ તપાસી સારા નરસાનો ખ્યાલ કરીને કામ કરજો. અને લુચ્ચા તેમજ પાપી મનુષ્યોના મીઠા વાક્યો ઉપર આધાર રાખી ઠગાશો નહિ. હવે હું રજા લઈશ. પસલાએ રજા માગતાં કહ્યું.

"ભાઈ તારી શીખામણ હું શીર ઉપર ચડાવું છું, અને પ્રભુ તને તારા અવતારમાંથી મુક્ત કરે તેવી હું શુદ્ધ અંતઃકરણથી પ્રાર્થના કરીશ. શરીરને કષ્ટ આપીને પૈસા લેવાની તજવીજ કરજે. પણ ઠગાઈ કે બુરાઈથી પૈસા લેવાની કોશીશ કરીશ નહિ. જા હવે તને રજા છે." શ્યામદાસે રજા આપતાં કહ્યું.

શ્યામદાસે રજા આપવાથી પસલો ઊઠીને ચાલતો થયો. અને શ્યામદાસ વિચારમાં ને વિચારમાં નીદ્રાને આધીન થઇ ગયો.



## પ્રકરણ ૭ મું.



### વ્હાલા ! અનિતિ કરશો નહિ.

ભીડ પડી જે મનુષ્યને સાચા સ્નેહીને પીડ છે !
નહિ લાગે સ્વાર્થીને કહે કે દુઃખી થાએ ઠીક છે.
અવીચારી બોલે પાપીઓ મારૂં તેમાં શું જાય છે ?
ખરા સ્નેહીઓ બાપડા તે દુઃખે દુઃખી થાય છે.

વ્હાલા વાંચક બંધુ સ્વાર્થ તેજ બુરી ચીજ છે. જે સરોવરની અંદર જમીન હશે. જ્યાં આગળ લીલું ઘાસ હશે. ત્યાંજ ઢોરો ચારો ચરવા જશે. જ્યાં સ્વાર્થ ત્યાંજ માણસો તણાશે સ્વાર્થની સગાઇ આખી દુનીઆની અંદર છે. પણ સ્વાર્થ સાથે થોડો ઘણો પરમાર્થ હશે તોજ પરમાત્મા આપણું ભલું કરશે અને તેજ માણસો હરહંમેશાં ખુશી છે. વીષ્ટા ઉપર પાણી રેડવાથી દુરગંધનો નાશ થાય છે. તેમ પરમાર્થથી પાપનો નાશ થાય છે. અને ખરૂં મહત્વ પરમાર્થમાં છે. અને તે પરમાર્થને વળગી રહેવાથીજ પ્રભુ આપણું કલ્યાણ કરશે. અસ્તુ.

શ્રીભોવનદાસ બેભાન પડેલા છે. તેની પાસે પરસન અને માણેક શુદ્ધીમાં લાવવા માટે શીતળ પવન નાંખે જાય છે. એટલામાં મોટરનું ભુગળું વાગ્યું. પરસન ઝપકી બેઠી થઈ બારીએ ડોકીયું કર્યું કે મોટરની અંદર બેઠેલા પુરૂષની દ્રષ્ટી પરસન ઉપર પડતાંની સાથે મોટરની કળ મરડી ત્યાંજ થોભાવી દીધી. પરસન તે નૂંજુવાન

પુરૂષને જોઈ મોહપાસમાં પડી ગઇ અને હાથના ઇસારાથી મોટરને પાંચ મીનીટ થોભાવવાનું કહી પરસને કબાટમાંથી ખડીઓ કલમ લઈ એક કાગળ ઉપર લખી ચીઠ્ઠીની અંદર મોટરની અંદર પડે તે માટે વજનવાળી ચીજ વીંટીને નાંખી ચીઠ્ઠી પડતાંની સાથેજ જુવાન પુરૂષ નીચે મુજબ વાંચવા લાગ્યો.

"વ્હાલા તમને જોઇ હું ઘણી ખુશી થઇ છું. પણ મારો બીલકુલ ઉપાય નથી. અહિંઆં મને બહુ દુઃખ પડે છે. માટે મહેરબાની કરીને મને તમારી સાથે લઇ જશો કે જેથી આપનો હું આભાર માનીશ. છુટવાનો માર્ગ મારો એટલો છે કે આપ ઉપર આવીને "તું કેમ અહીઆં બેઠી છે, એમ કહેવાથી મારો છુટકારો થશે. પછી હું તમારી સાથે આવીશ એજ.

લી. આપની દાસી

**પરસન.**

ચીઠ્ઠી વચાઇ રહેતાંની સાથે જુવાન પુરૂષનું મુખારવીંદ પ્રફુલ્લીત થયું. અને તેના મગજની અંદર ભીન્ન ભીન્ન વિચારો થવા લાગ્યા કંઇ ચોકસ વિચાર કરી આત્મગત બોલવા લાગ્યો.

"આ સ્ત્રી કોણ હશે. અને આ મકાનના અંદર શું દુઃખ પડતું હશે. આ મકાન તેના સ્નેહીનું હશે કે દુસ્મનનું. મને લાગે છે કે મકાન તેના દુસ્મનનું હોવું જોઇએ. અને તે સ્ત્રી વધારે સ્વરૂપવાન હોવાથી તેનું હરણ કરીને લાવેલો હોવો જોઇએ. અને તેના શીયળને ભંગ કરવા માટે તેને દુઃખ દેતો હશે. એમ મારૂં મન કહી આપે છે." જુવાન પુરૂષ વિચાર

કરતો કરતો ઉપર ચઢી ગયો. અને પરસનને જોઇ "કેમ અહિંઆ બેઠી છે" કહેતાંની સાથે પરસન ઉઠીને બેઠી થઈ. અને જુવાન પુરૂષની સાથે મોટરમાં સ્વાર થઇ ચાલતી થઇ. કે તરત ત્રીભોવનદાસને શુદ્ધી આવી. પુનઃ સાવધ થતાંની સાથે. "પરસન કયાં ગઈ." ઉદ્‌ગારો નીકળી પડયા.

'વ્હાલા! તેને કોઇ પુરૂષ બોલાવવા આવેલો હતો. જેથી તે પુરૂષની સાથે ગઇ છે." માણેકે ખરેખરી હકીકત કહી દીધી.

"હેં! શું પુરૂષ! દુનીઆની અંદર તેનો કોઇ પુરૂષ થયો નથી અને તે કરવાની નથી. છતાં તું પુરૂષનું નામ લે છે. તે તદન ખોટી વાત છે" ત્રીભોવનદાસને વ્હેમ આવવાથી કહ્યું.

"મણી કયાં છે? ત્રીભોવનદાસે પ્રશ્ન કર્યો.

"ઘરની અંદર વાસણ માંજે છે" માણેકે જવાબ આપ્યો.

"ગઇ વ્હાલી! પરસન દીલ ચોરીને નાસી ગઈ." ત્રીભોવનદાસના ઉદ્‌ગારોએ માણેકના જ્ઞાનતંતુને હલાવી નાંખ્યા હાથ પગ ધ્રુજવા લાગ્યા. એટલામાં કંઇ હિંમત આવવાથી પુનઃ બોલી ઊઠી.

"વ્હાલા અધર્મ તેજ મનુષ્ય માત્રનો હણનાર પીસાચ છે. અન્યાયથી સર્વસ્વનો નાશ થાય છે. અધર્મી મનુષ્યોને મહાન પ્રભુ નર્કનો અધીકારી બનાવે છે. પારકાની સ્ત્રી ઉપર બદ દાનત કરવાથી મહાન પ્રભુ કોપાયમાન થાય છે. અને તેની શિક્ષા પ્રભુ આપ્યા સિવાય રહેતા નથી. માટે આવા ખોટા વિચારોને દીલની અંદર નહિ લાવતાં પ્રભુના નામની માળા જપો કે જેથી આપણી દેહનું કલ્યાણ થાય. અનીતિ બે ધારી તલવાર છે. દોસ્ત હો કે દુશ્મન

પણ બંને પક્ષનું રસાતાળ કાઢનાર અનીતિ છે. માટે અનીતિના માર્ગમાં નહિ જતાં શુભ નીતિના માર્ગમાં ચાલવાથી આપણું શ્રેય થવાનું છે. વ્હાલા અનીતિના માર્ગમાં જશો નહિ." કહેતાંની સાથે માણેકનું મગજ ભ્રમીત થઈ ગયું અને એકદમ જુઓ! વ્હાલા પેલી ડાકણ મારા બાળકને કટાર મારી રહી છે. હાય! મારા સુંદર કહેતાની સાથે માણેક દાદર તરફ દોડી. દિવાની થએલી માણેકને ભાન રહ્યું નહિ. અને જેવી દાદર ઊપરથી નીચે ઉતરવા જાય છે કે પગથીયું ભુલી જવાથી જમીન ઉપર પછડાઇ ગઈ. માથું ફુટી ગયું. લોહી લોહાણ થઈ ગઇ. દાંત બંધાઇ ગયા. એકદમ પુનઃ બેભાન થઇને પડી. માણેકની આવી કંગાલીયત સ્થીતિ જોઇ ત્રીભોવનદાસના હાંઝાં ગગડી ગયાં. ત્રીભોવનદાસ દોડયો રસ્તામાંથી ગાડી બાડે કરી માણેકની લાશને અંદર નાખી ડાકટર પાસે ચાલતો થયો. ડૉકટરની પાસે જતાંજ રબરની ભુંગળીઓ મુકી તપાસ કર્યો. માણેકના મુખમાંથી શું અવાજ નીકળે છે? વ્હાલા અનીતિ કરશો નહિ. ધ્વની શાંભળતાંની સાથે ડૉકટર સાહેબને દયા આવી અને એકદમ પુનઃ બોલી ઉઠયો......

"સ્ત્રીઓના પ્રાણ લેનારા મનુષ્યો તમોજ સતી સાધવીઓના ખુન પીનાર રાક્ષસછો. દેશની એક આંખ જે સ્ત્રી તેને પાયમાલ કરનાર દેશને દરિદ્ર બનાવનાર ચંડાળો! તમો નર નહિ પણ બાયલા છો. શુભ રસ્તે ચાલવા માટે બોધ દેનારી પ્રેમ મુર્તીઓના કાળજાં બાળનાર ચંડાળો જ્યાં સુધી તમારા અંતઃકરણની અંદર સ્ત્રીઓના દુઃખમાં ભાગ લેવાના વિચારો નહિ કરો ત્યાં સુધી તમારૂં તેમજ દેશનું ભલું થવાનું નથી. ત્રીભોવનદાસ! શાંભળ, સતી શું!

કહે છે. તે શાંભળ કહીને ડોકટર સાહેબે રબરની ભુંગળી તેના કાન આગળ લાવતાંજ ઉપરનો ધ્વની શંભળાતાં ત્રીભોવનદાસ અજાયબ થઈ ગયો. પોતાના કરેલાં તેમજ કાઢેલા ઉદ્‌ગારોનો પસ્તાવો થવા લાગ્યો પણ પાછળથી પસ્તાવો કરવાથી શું વળે તેમ છે. માણેકના નસીબની અંદર દુઃખ લખાએલું હોવાથી આ બનાવ બન્યો હશે. માણેકના શીર ઉપર મલમ પટા બાંધી વહેતા લોહીને બંધ કર્યું. લોહી બંધ થવાથી માણેક શુદ્ધીમાં આવી.

"વ્હાલા ! અનીતિ કરશો નહિ" ઉદ્‌ગારો નીકળતાંની સાથે પાછી બેભાન થઇ ગઈ. ડોકટરે માણેકને ઘેર લઈ જવાની રજા આપવાથી તેજ ગાડીમાં બેસાડી રવાના થઇ ગયા.



# પ્રકરણ ૭ મું.



## એક કલાકમાં બે ખુન.



વહાલા વાંચક પરસન મોટરમાં બેસીને ક્યાં ગઇ. તે આપણે જોઇએ. જુઓ આપણી દ્રષ્ટી પેલી સુંદર શ્રંગીત હવેલી તરફ ફેરવો. ખુલ્લી રહેલી બારીની અંદર છત્ર પલંગ ઉપર કોણ બેઠેલું છે. તે આપણે જોઇએ. છત્ર પલંગ ઉપર બેઠેલી સ્ત્રી તે બીજી કોઈ નહિ. પણ વીષયાંધ પરસન હતી. પરસનની દ્રષ્ટી ચારે બાજુ ફરતી હતી. બારીક અવલોકનથી મકાનની તપાસ કરતી પરસનની દ્રષ્ટી ફોટો ઉપર પડતાંની સાથે ઊભી થઇ અને તેજ છબીના સામે ટગર ટગર જોવા લાગી. હસવા લાગી. પરસનનું અંતઃકરણ છબી જોઇ પ્રફુલ્લીત થઇ ગયું. ને છબીની નીચે કંઇ લખેલું હોવાથી પરસને છબીને ઉતારી. છબી ઉપર "રમણીકલાલ" એટલાજ અક્ષરો વાંચતાજ પરસન પરસન થઇ ગઈ. અને પુનઃ બોલી ઉઠી.

"વાહ! મારા પ્યારાનું નામ રમણ છે. અને તેજ રમણે મને ભ્રમણમાં પાડી દીધી છે. તેના આવવાની ભ્રમણા થાય છે. આવો! મારા મનના માલીક. તનના ત્રીકમ તમને જોઇને તો હું ખુશી થઈ ગઈ છું. વહાલા! રમણ તારાજ નામની માળા જપું છું. મેં બહુએ પુરૂષ જોયા પણ તારા સિવાય કંઇ નહિ. ઓય! જુઓને હાથમાં કેવો રૂપાળો રૂમાલ ઝાલીને ઉભા છે. ઓ મારા લાલ લટકાળા તને જોઇને હું તો દિવાનીજ થઈ ગઈ છું: ભાન ભુલી તનેજ જોયા કરૂં છું. મારા છબીલા છેલ, તારી ચાલને જોઇને હું છેતરાઇ ગઇ

છું. વાહરે ! મારા રમણ ! તું તો મારી છાતીની અંદર રમતો ને રમતો રહયો. મારા ધન્ય ભાગ્ય કે તારા જેવો મને ધણી મળ્યો. હું કોનો ઉપકાર માનું ? "મારો." કહેતાંની સાથેજ એક સોળ વર્ષની જુવાન સ્ત્રી રમક ઝમક કરતી ચાલી આવી. આવનાર સ્ત્રીને જોતાંજ પરસન અપરસન થઇ ગઇ. અને પુનઃ ક્રોધીત થઈ બોલી ઊઠી.

"શું ! આ પરસન તારો ઉપકાર માનશે ? પરસને જવાબ આપતા કહ્યું.

"ઓહેઃ હો ! તમે વળી કયાંથી આવ્યાં છો. જયાંથી આવ્યા હોવ ત્યાં હાલ્યાં. જાઓ અહિંઆં શુશીલા આગળ તમારો ટપુ બીલકુલ ચાલતો નથી.

વ્હાલા વાંચક આવનાર સ્ત્રીનું નામ શુશીલા હતું. જેવી પરસન હતાં તેવીજ શુશીલા હતી. શુશીલા રમણની માશુક હતી. બે દિવસથી રમણ દેખાતો નહિ હોવાથી ખબર કરવાને માટે આવી હતી. પણ રમણ કયાંથી મળે આતો રમણને ઠેકાણે રમણી નીકળતાંજ સ્ત્રી સ્વભાવ મુજબ એક બીજાના દુસ્મન બની ગયાં. ધીક્કારની દ્રષ્ટીએ દેખાતી પરસન પુનઃ બોલી ઊઠી.

"ચુપકર ! છીનાળ તેની તારે શું પંચાત છે. હું આવી નથી. પણ તારો સગો મને લાવ્યો છે. તેમાં બીલકુલ મારો વાંક નથી." કહી પરસન શાંત થઇ ઊભી રહી.

"કમબખત, વધારે ટાયલા કરીશ નહિ. હું કહું છું કે તું ચાલીજા નહિતો અપમાન કરી કુતરાની માફક કાઢી મુકવી પડશે. શુશીલાએ પોતાના દીલની વાત કહી.

"મારૂં અપમાન: જા રાંડ લુચ્ચી આ દુનીઆની અંદર મારૂં કોઈ અપમાન કરનાર છેજ નહિ. ચંડાળણી મારૂં અપમાન નથી. પણ તારા મોતનો પયગામ છે. સમજીને" પરસને ક્રોધીત થઈને કહ્યું.

"ચુપકર! વધારે બોલીશ તો જાનથી જઈશ. આ મકાન તારૂં કે તારા બાપનું નથી. પણ મારા ખાશ રખાતનું છે." શુશીલા એ જેવું હતું તેવું કહી દીધું.

"શું રમણીક તારો રખાત છે? પ્રરસને પ્રશ્ન કર્યો.

"હા, બલકે એક વખત નહિ. પણ હજાર વખત મારો રખાત છે. સુશીલાના શબ્દે શબ્દો પરસનની છાતીમાં બાણની માફક કલેજાને ભેદી બહાર નીકળી પડયા. પગની પાનીથી તો માથાની ચોટી સુધી ઝટકો લાગ્યો. અને પુનઃ સામી દિવાલે વળગાડેલી કટાર લેવા દોડી. એક દમ કટાર લઇ શુશીલા સામે આવી પુનઃ બોલી ઊઠી.........

"બોલ! કમજાત! કોનો રખાત છે? પરસને પ્રશ્ન કર્યો.

"ચંડાલણી! એક વખત કહ્યું કે મારો રખાત છે. વારંવાર શું પુછે છે." એમ છે તો તે તારા રખાતની રખવાળી" કહેતાંની સાથેજ પરસને કટાર શુશીલાની છાતીમાં ભોંકી દીધો. જમીન ઉપર પડી પડી શુશીલા તરફડીઆં ખાવા લાગી. પગ પછાડતી શુશીલાએ પુનઃ અવાજ કાઢયો.

"વીષયાંધ બનીને પુરૂષો, ઠેરે ઠેર અથડાય છે?
એવા અધર્મી પુરૂષોનો, જય કદી ન થનાર છે.

"હાય! વીષયાંધ કુતરાઓ તમારા ઉપર ભરૂંસો રાખવાનું ફળ મને બરાબર મળ્યું છે. જ્યાં ત્યાં ફના મુકામ છે. હાય! પ્રભુ!

મારા ગુન્હાની માફી આપો" કહેતાંની સાથે શુશીલા શાંત થઇ ગઇ. પાપી જીવ પવિત્ર પરમાત્માની હજુરમાં પહોંચી ગયો. કે તરત રમણીકે પ્રવેશ કર્યો. રમણને જોતાંની સાથે શુશીલાનું મુડદું ઉછળવા લાગ્યું. ઉછળવાથી જે ધબકારા થતા તે અવાજ રમણીકની કર્ણેન્દ્રીયને અથડાતાંની સાથે પુનઃ મુદડા તરફ દ્રષ્ટી કરતાંજ "હેં! ઉછળતું મુડદુ" કહેતાંની સાથે બારીકીથી તપાસ કરવા લાગ્યો. શુશીલાને બરાબર ઓળખી. અને પુનઃ બોલી ઊઠયો.........

"આ ખુન! કોણે કર્યું" રમણીકે પ્રશ્ન કર્યો.

"દુષ્ટ! મેં તે સ્ત્રીનું ખુન કર્યું છે." પરસને બેધડકથી જવાબ આપ્યો.

"ચંડારણી! આ ખુનનો જવાબ મને શું આપે છે." રમણીકે ફરીથી કહ્યું.

"જવાબ! આનો જવાબ કંઇ નહિ. તારી માસુક એના પાપે ગઇ છે. ચંડાળ! તું સમજતો નહિ હતો કે આ પરસન અપરસન થઇ જશે તે વખતે ઝેરી નાગણ થઇને ડંશ દેશે. જો તેનો ખ્યાલ કરવો હોય તો તારી માશુકના ઉપરથી દાખલો લઇ લે" કહી પરસન શાંન્ત થઇ.

"ચુપ કર! ચંડાળણી ખુનનો બદલો ફાંસીથી લઇશ. ખબરદાર ત્યાંથી ખસી તો જાનથી જઇશ." કહી રમણીકે કબાટ ઉઘાડી કાબુલી છરો કાઢયો. એકદમ પરસનને ધકકો મારી જમીન ઉપર નાખી દીધી જેવો છરો મારવા હાથ ઉગામે છે. એટલામાં કામીના પરસને કામ કરી લીધું. ચાલાકીથી રમણનો ઊંચો કરેલો હસ્ત પકડી લઇ બીજા હસ્તથી રમણીકના ગળાની અંદર કટાર ભોંકી દીધો. કે રમણ જમીન

ઉપર પડ્યો. પરસન તેની સાંમે ટગર ટગર જોવા લાગી. એટલામાં " એક કલાકમાં બે ખુન " અવાજ આવ્યો. અવાજ આવતાંની સાથે પરસને દ્રષ્ટી ફેરવી જુએ છે તો સ્યામદાસ નજરે પડતાંજ પરસન ત્યાંજ ઠરી ગઇ. તેનાથી શું કે ચાં થઇ શક્યું નહિ. પરસનને સ્તબ્ધ ઉભેલી જોઈ સ્યામદાસ પુનઃ બોલી ઊઠ્યો. " ઓ પાપી! અબળા, તું અબળા નથી પણ સબળા છે. મુછ વગરનો મર્દ છે. આથી તું શું ન કરી શકે. મારા ધનભાગ્ય કે તું મારા પનારે નહિ પડી નહિ તો મારી પણ આવી દશા થાત, ધિક્કાર છે! તારી મર્દાઇને, અને ફીટકાર છે તારી જાતને. તેં સ્ત્રી જાતને એબ લગાડી છે, તને સ્ત્રી કોણ કહે છે. તું સ્ત્રી નથી. ખુની છે. સ્ત્રી કોણ કહેવાય, સતી, ધર્મીષ્ટ, પતિવ્રતા, દયાની દેવી સ્ત્રી કહેવાય છે. તું સ્ત્રીના નામને એબ લગાડનાર મનુષ્યોના ખુન પીનાર ડાકણી છે. બોલ! આ બે ખુનની શિક્ષા તને શું આપું?" " ચંડાળણીને જાનથી મારો " અવાજ આવતાંજ બંને જણ ચમક્યાં. મુડદાં સામે દ્રષ્ટી કરી. પણ તેઓ બીચારા ક્યાંથી બોલી શકે. તે તો વ્હેલાં એ પરમાત્માની હજુરમાં ચાલ્યા ગયા હતા. સ્યામદાસે પોતાની નજર મુડદા તરફથી ફેરવી કે એક ત્રીસ વર્ષના પુરૂષે દેખાવ દીધો. પરસન તે પુરૂષને જોઈ ધ્રુજવા લાગી. પગમાં કળતર થવા લાગી ભયભીત થઇ જમીન ઉપર પછડાઇ ગઇ. પડતાંની સાથે બેશુદ્ધ થઈ ગઈ. આ તમાસો જોઈ સ્યામદાસ આશ્ચર્ય પામ્યો. અને પુનઃ બોલી ઊઠ્યો...

" બહાદુર પુરૂપ આપ કોણ છો. અને તમને જોવાથી આ નીચ ચંડાળણી ભયભીત થવાનું શું કારણ છે. આપને અડચણ ન હોય તો બતાવશો " સ્યામદાસે પુનઃ વાત જાણવાને કહ્યું.

"ભાઇ મારી હકીકત આપને કહેવા જેવી નથી. અને આ સ્ત્રીને ભયભીત થવાનું કારણ પણ હું કહી શકતો નથી. પણ આ ફોટો જોવાથી તમારા દીલની અંદર જે સમજે તે ખરૂં" કહી આવનાર ભેદી પુરૂષે છબી દેખાડી. છબી જોતાંજ કંપારી છુટી. પરસન ઉપર પુર્ણ ધિક્કાર છુટયો. જેવી પરસનને લાત મારવા જાય છે. એટલામાં "ખબરદાર! પાપીને મારવાં માટે કોઇ પણ પ્રકારનો વાંધો નથી છતાં પાપી પોતાના પાપથી મરશે. ભાઇ આ બે ખુન થવાનું કારણ માત્ર એટલું છે કે મારા જરૂરી કામે રોકાઇ જવાથીજ આ ખુન થયા છે. નહિં તો આ ખુન થવા પામત નહિ. કારણ કે આજ સુધી હું છ વર્ષથી આ ચંડાળીણી સાથે ફરૂં છું. અને તેના ધારેલાં કામ ફળીભુત થવા દેતો નથી. પણ આપ આ મકાનમાં કેવી રીતે આવ્યા અને આપને આવવાનું શું કારણ છે. તે કૃપા કરી કહેશો.

"દુઃખી પુરૂષ આ સ્ત્રીએ મને જ્યારથી દગો દીધો છે. ત્યારથીજ હું તેની પાછળ પડયો છું. કે આ ચંડાળ સ્ત્રી કોઇને તેના મોહાધારામાં નાંખી ખરાબ ન કરે તે અટકાવવાને માટેજ હું તેની સાથે ફરૂં છું. આ પ્રમાણે શ્યામદાસને જે દગો દીધો તે આપણે જોઇ ગએલા હોવાથી તે સર્વ હકીકત ભેદી પુરૂષને કહી સંભળાવી, શ્યામદાસની હકીકત સાંભળતાંજ ભેદી પુરૂષની ચક્ષુઓમાંથી અશ્રી વરસવા લાગ્યો. પણ થોડીકવારમાં શાંત થયો. અને પુનઃ બોલી ઊઠયો. "ભાઇ વખત બહુ ગએલો હોવાથી હું જાઉં છું." કહી ભેદી પુરૂષ ચાલતો થયો. તેના ગયા પછી શ્યામદાસ પરસન તરફ ધિક્કારની દ્રષ્ટીએ જોઇ ચાલતો થયો.

## પ્રકરણ ૮ મું

### સુંદરની પ્રેમ ભક્તિ



અતીષય ઓષધનું સેવન કરવાથી રોગ નાશ પામે છે અતીષય ધર્મ કરવાથી પાપનો નાશ થાય છે. તેમ માતા પોતાની ભક્તિથી મોક્ષ ગતિ મળે છે. સાંજના પાંચ વાગ્યાનો સમય છે. ભાનુ સુર્ય નારાયણ પોતાના કિરણોને સમેટતા પશ્ચિમ દિશા તરફ પલાયન થતા જણાય છે. તે વખતે બાળ તરૂણ સુંદર નીશાળમાંથી કંટાળેલા મગજને શાંન્ત કરવા માટે આરામ ચેર ઉપર વિશ્રાંતી લેવા માટે પડયો. બીમાર માણેક તરફ દ્રષ્ટી કરતો સુંદર પોતાની માતાનો ખ્યાલ કરતાં તેની છાતી ભરાઈ આવી પણ પોતાના અંતઃકરણને મર્યાદામાં રાખવા માટે સુંદર બીમાર માતુશ્રીના દર્દમાં વધારો ન થાય તે માટે જેમ તેમ કરી ઉભરાઇ જતા અંતઃકરણને રોકી શકયો પણ માતુશ્રીના પ્રેમથી તેના ચક્ષુમાં બેજ ટીપાં અશ્રુના પડતાંની સાથે માણેકની પાસે આવી પુનઃ બોલી ઉઠયો.

"બા તને શું થાય છે? સુંદરે પ્રશ્ન કર્યો.

"થાય છે! કુળદીપક દીકરા તને ધન્ય છે. પ્રભુ તને દીર્ઘાયુશી રાખે. બેટા મને કંઇ થતું નથી. એટલામાં "હાય" શોક જનક ઉદ્‌ગારો માણેકના મુખમાંથી નીકળતાંની સાથે સુંદરનું અંતઃકરણ ચીરાઈ જવા લાગ્યું છાતી ભરાઇ આવી સુંદરની આ દશા જોઇ પુત્ર વત્સલ્ય પ્રેમ રાખનારી માણેકે સુંદરની ડોકમાં હસ્ત નાંખી છાતી સાથે દબાવ્યો.

આથી સુંદરને હિંમત આવી : એટલામાં માણેકના શીરમાં શણકો આવવાથી "અરે બાપ"ના ઉદગારો નીકળતાંની સાથે સુંદર સમજી ગયો. પોતાની માતુશ્રીનું શીર ખોળામાં લઈ દબાવવા લાગ્યો. સુંદરના મગજની અંદર કંઇ ખ્યાલ થઈ આવ્યો. અને ઉભરાઇ જતા અંતઃકરણથી સુંદરનું મુખારવીંદ પ્રફુલ્લીત થવાથી નીચે પ્રમાણે ગાવા લાગ્યો.

"મળે છે સ્વર્ગના સુખો પીતા માતાની ભક્તિથી,
મળે છે સ્વર્ગની નારી પીતા માતાની શક્તિથી.
કરે જે પ્રેમથી સેવા પ્રભુ સુખ તેને આપે છે, ?
કરે છે પ્રેમથી પુજા પ્રભુ દુખ તેના કાપે છે.
પુત્ર જે કરે સેવા શુદ્ધ દીલ, રાખીને ખંતે,
ભલે, છો પડે દુખો પછી સુખ આવે છે અંતે.
ભલે શીર જાએ સેવા કરતાં તમારૂં દીલ ડગાવોના,
મળે છે મીષ્ટ પકવાનો ખરા દીલથી સેવા કરતાં.
કર્યા છે ઉપકાર બહુ માથે તપાસી રે ! તમે જો જો,
પીતા માતાની ભક્તીથી સુખેથી જગમાં રહેશો.—ખત્રી.

"ધન્ય છે બેટા તારી ભક્તીને, આ જમાનાની અંદર તારા જેવા કુળદીપક છોકરાઓ થોડાજ હશે." માણેકે સુંદરની પ્રસંશા કરતાં કહ્યું.

"માતુશ્રી એમાં શાનો ધન્યવાદ આપો છો. એવા ધન્યવાદને પાત્ર હું નથી. આપના ઉપર ઉપકાર કરતો નથી. પણ મારી ફરજ બજાવું છું. મારો ધર્મ આપના પ્રત્યે છે. તેજ બજાવું છું. તેમાં હું નવાઈ કરતો નથી." સુંદરના પ્રેમ ભર્યા વાકયોથી માણેકને કંઇ શાંતી થઇ. અને પુત્ર પ્રેમના ઉમળકાથી માણેક પુનઃ બોલી ઉઠી.

"બેટા ! મારા દુઃખની વખતે તુંજ ખરી ઔષધી છે. તુંજ મારૂં હકબાલ છે. તારાથીજ હું સુખી છું. મારી સુખની સાક્ષી તારા સિવાય બીજું કોઇ છેજ નહિ. પણ અફસોસની વાત એજ કે દરેક માતા પીતાને તારા જેવા પુત્ર રત્ન હોય તો આ ચાલુ જમાનાનો દોહરદોરો થાત નહિ." માણેકે બીજનની દયા ખાતાં કહ્યું.

"માતુશ્રી ! આપનું કહેવું યથાર્થ સાચું છે. દરેક પુત્રને નવ માસ ઉદરમાં રાખનાર માતુશ્રીઓ હોય છે. તેમને દુધ પાઇ મોટા કરનાર પણ સ્ત્રીઓ હોય છે. અને માતુશ્રીઓ રાજા, ગ્રહસ્થ, દેવ ચક્રવતી મહારાજા પણ બનાવી શકે છે. અને તેજ માતુશ્રીઓ રંક, ફકીર, બાયલા, બેવફા, નીમકહરામ પણ કરનાર માતાઓછે. પીતા કરતાં માતા ઉપર બાળકનો હક વધારે હોય છે. પ્રથમ બાળકોને જેવી ટેવ પાડીએ તેવી પડે છે . અરે તેની અસર કુમળા હૃદયના બાળકો ઉપર જલ્દી થાય છે. સારી કે નઠારી ટેવ બાળકોને પાડનાર માતાઓ છે. માતાઓ સારા કુળની અને નીતિના રસ્તે દોરવા વાળી ભણેલી હોવી જોઇએ. બાળકોના મગજની અંદર પ્રથથી ખરાબ કુટેવોનો ખ્યાલ કરાવ્યો હોય તો પછી સારી ટેવ કયાંથી આવે બાવળનું બીજ વાવથી આંબાની આશ રાખનાર મનુષ્ય કદી પણ સ્વાદીષ્ટ ફળોનો સ્વાદ ચાખી શકતો નથી પણ બાવળના કાંટાનોજ સ્વાદ ચાખે છે......

રોપાવી બીજ બાવળના આંબાની આશ રાખે છે
કરી છે મુર્ખાઇ ત્યાં પુરી કાંટાનો સ્વાદ ચાખે છે
હળાહળ ઝેર ભર્યું સર્પે પયથી શું નાશ પામે છે
પ્રથમથી જે પડી ટેવો કહો તે કોણ છોડાવે છે

ચરણ શ્વાન કરી ઊંચો પેસાબની ધાર મારે છે
ભલે રાખો ચરણ બાંધી છતાં કયાં ટેવ છોડે છે
પડી ટેવ, કેમ કરી ટાળો હજારો યત્ન કરવાથી
કદી નેવના પાણી ચઢયા છે. મોભે ચઢાવવાથી.

માતુશ્રી ! કુમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે છે. પણ પાકું થયા પછી વાળ્યું વળતું નથી. તેમ મોટા થયા પછી પડેલી ટેવ કદાપી કાળે ટળતી નથી સુંદરના હીત વચનોથી માણેકનું અંતઃકરણ પ્રફુલ્લીત થયું. માણેકના દર્દ ઉપર ઓષધી અસર ન કરે. તેથી અધીક અસર માણેકને થઇ. શરીરમાં શક્તિ આવવાથી પુનઃ બોલી ઊઠી...

"બેટા સત્ય છે. તારાં વાક્યો શીદ્ધાંત સાચાં છે. બાળકોની જીંદગી બરબાદ કરનાર માતા પીતા છે. સંસારને ઝેર કરનાર પણ માતા પીતા છે. બેટા એક યુરોપીયને કહ્યું છે. તે સાંભળ

"કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન
ઉતમ રીતતો એજ છે. દો માતાને જ્ઞાન.

માતા વીવેકી હશે તોજ બાળકો વિવેકવાળા થશે. માતા એ પ્રથમથીજ બાળકો સદાચારી બનાવવા જોઇએ. સદાચાર તેજ દુનીઆની અંદર ઉતમ મુકતા ફળનો હાર છે. વસ્ત્રા ભુષણથી માણસ કદાપી કાળે ઉત્તમ ગણાતો નથી. પણ સારી ટેવોજ મુકતા ફળનો હાર છે. સારી ટેવથી માન, આબરૂ, ધનનો સંગ્રહ થાય છે. બેટા ! નીતિ અને ધર્મને વળગી રહી કદાપી કાળે અનીતિ કરવી નહિ." માણેક આ પ્રમાણે બોલી રહી છે એટલામાં મગજની નસો તણાવાથી માણેકને વધારે દુઃખ થવા લાગ્યું. "હાય ! પ્રભુ !" શોકજનક ઉદ્‌ગારો નીકળતાંની સાથે માણેકને એકદમ ઉંવરસ ચઢી આવી. પણ તરત

પાછી બેસીજવાથી માણેક શાંન્ત થઇને પડી રહી. એટલામાં મણી આવી આવતાંની સાથે ચોતરફ દ્રષ્ટી કરી. માણેકની પાસે સુંદરને બેઠેલો જોઇ પુનઃ બોલી ઉઠી.

"સુંદર! તું શું કરે છે" મણીએ પ્રશ્ન કર્યો. મણીના પ્રશ્નથી સુંદર હસી પડ્યો. સુંદરને હસતો જોઈ પાછી મણી પુનઃ બોલી ઉઠી.

"ભાઇ! તમે તો બહુ આજ ખુશીમાં દેખાઓ છો." પાછો પ્રશ્ન કર્યો.

"બ્હેન ખુશી શું ચીજ છે. તે હું આજ એક માસથી ભુલી ગયો છું. ઉપરથી ખુશી જણાય છે. પણ અંતઃકરણની અંદર આગ લાગી રહી છે. બ્હેન જો" કહી સુંદરે પોતાનું થુંક જમીન ઉપર નાંખતાની સાથે જમીન દાઝી ગઇ. અંગારો મુકવાથી જમીન દાઝી જાય તેવીજ રીતે સુંદરના થુંકથી જમીન દાઝી ગઈ. માણેક આ તમાસો જોઇ આશ્ચર્ય પામી પ્રેમની કસોટી બરાબર થઈ ગઇ "બેટા! યાવતચંદ્ર દીવા કરો ત્યાં સુધી તારી ઉમર વધજો." માણેકે આર્શીવાદ આપ્યો.

સુંદર તું તો હવે માણેકનો બરાબર પુત્ર થયો ? મણીએ પ્રશ્ન કર્યો.

"બેન! પુત્ર શું પણ સ્વર્ગનો દેવતા, ઇંદ્રિ પણ તેજ માણેક કરી શકશે. સ્વર્ગના ઉત્તમ સુખો માતાની ભક્તિથી મળે છે. દુનીઆની અંદર તારનાર નર્કમાંથી બચાવનાર માતા છે. માતા તેજ સુખની માત્રા છે. જેણે તે માત્રાનું સેવન કર્યું છે. તે કદાપી કાળે દુઃખી થતી નથી. ખરૂં સુખ પીતા. માતાની ભક્તિ છે. બ્હેન! હું શું શોધું છું. તેનો તને બીલકુલ ખ્યાલ નથી પણ સ્વર્ગમાં જવાનો

માર્ગ શોધું છું" કહી સુંદર શાંન્ત થયો કે માણેકને ઉધરસ ચઢી આવી. ગળફો નજીક આવવાથી થુંકવા માટે માણેક પાસું ફેરવવા જાય છે. પણ તેનાથી પાસું નહિ ફરવાથી સુંદર ઊભો થઇ માણેકના મોં આગળ હસ્ત ધરી. "માતુશ્રી! ગળફાને મારા હસ્તમાં કાઢો" સુંદરના વાક્ય સાંભળી સુંદરને નિરાશ-નહિ કરવાના હેતુથી માણેક સુંદરના હસ્તમાં ગળફો કાઢયો. નાંખવા માટે સુંદર બારી તરફ ઊઠયો. એવામાં મણીની ઓઢણી ઉપર થુંકનો છાંટો પડવાથી મણી ચીડાઇ ગઇ. અને પુનઃ બોલી ઉઠી.

"જો તારી ચક્ષુઓ ઉઘાડ, એવો માથેલો થઇશ નહિ. જરા ભાન રાખ મરી ઓઢણી ઉપર થુંક પડયું. તે જોતો નથી." મણી ભડભડી ઉઠી.

"બ્હેન માફ કર! લાવ તારી ઓઢણી કયાં છાંટો પડયો છે." સુંદરે પુનઃ ઉદ્‌ગારો કાઢયા કે તરત મણીએ "લે ભાઇ! જરા દેખાતું હોય તો" કહી મણીએ ઓઢણીનો છેડો ઉંચો કરતાંની સાથેજ સુંદરે પડેલા થુકને જીભથી ચાટી લીધું. અને પાણીથી ધોઇ નાંખી સુંદર પુનઃ બોલ્યો. "બ્હેન, ઓઢણી બગવાડથી શું થાય છે. ઓઢણી બગડવાથી બીજી આવે છે. પણ તારી જીંદગાની બગાડે છે. તેનો ખ્યાલ કર, મનુષ્યા દેહ મોંઘો આવેલો તે ફરીથી આવી શકતો નથી. બગડેલી જીંદગાની ફરીથી મળી શકતી નથી. બ્હેન ઓઢણી બગડવાનો જેટલો ખ્યાલ રાખે છે તેટલો તારી જીંદગાનીનો ખ્યાલ કર જેથી તારા દેહનું સાર્થક થાય. થુંકનો બગડેલો છેડો સ્વર્ગનો રસ્તો બતાવનાર ભોમીઓ હતો. તે ભોમીઓ જેના સારા નસીબ હોય. તેનેજ મળે છે. પણ કમભાગ્યને મળવો મુસ્કેલ છે" કહી સુંદર શાંન્ત થઇ બેસી રહ્યો.

" વાહરે ! મારા હીરા તમને તો મેં આજ વીરા જાણ્યા. ણુ તારા કહેવાથી શું થાય છે. મારી જીંદગી કાલ બગડતી હોય । આજ બગડે તેની મને પરવા નથી. પણ તારી માણેકને ભાળીને રાખ."

"બ્હેન જેને રાખવા વાળો રામ છે. તેને મારવા વાળો કોઇ થી. બે હસ્તનો માણસ શું કરી શકે છે. તેનાથી કંઇ પણ થઇ કતું નથી. જે કરે છે. જે થાય છે, તે પ્રભુ સિવાય કોઇ કરી કતું નથી, તેના હુકમ સિવાય એક પાંદડું પણ હાલી શકતું નથી. ભુ ! મારી માતુશ્રીને બચાવો" કહી સુંદર બે હસ્ત જોડી શાંન્ત ઇ બેસી રહયો.

"સુંદર તું પ્રભુને પુછી જો કે તારામાં અને મારામાં આટલો ધો તફાવત કેમ છે. તે તું મારી ખાતર પુછે તો કેવું સારૂં" કહી ણી શાંન્ત થઈ બેસી રહી એટલામાં સુંદર ધ્યાનમાંથી મુક્ત થયો. મને પુનઃ બોલી ઊઠયો......

"બ્હેન ! બીમાર માતુશ્રીની કૃપાથી મારા અંતઃકરણની અંદર ભુનો વાસ થયો છે. તેમને પુછવાથી તેઓ એમ કહે છે કે" એક ીંગની અંદર એક છોડમાંથી ઉતમ થએલા દાણા સરખા હોતા થી. તો એક માતા પીતાના સંતાનો કેવી રીતે સરખા હોઇ શકે । તારા દીલની અંદર ખ્યાલ કર અને તેજ સીંગનો દાણો એક ઊપયોગમાં માવે છે. અને બીજો કીડાની સોબતથી ખરાબ થઇ ગએલો હોવાથી કામમાં ભાવી શકતો નથી. તેમ એક માતાના સંતાન સોબતથી બગડીને કામમાં ાહિ આવતાં દુનીઆમાંથી નીકળી જાય છે. તેજ કારણ છે માટે સાંભળ

"સડેલ પાનના સંગથી શુભ પાન વીણુ સાય,
કાગ સંગથી હંસલો મૃત્યુ અવસ્થા થાય.—બુદ્ધીસાગર.

તેમ માણસોને બગાડનાર સોબત છે. તેથી આટલો બધો તફાવત છે.

"કહી સુંદર શાંન્ત થઇ બેસી રહ્યો.

સુંદર તું નામે તેમજ દેખાવમાં પણ સુંદર છે. પણ અવરના અંતઃકરણના અંદર ઝેર રેડનાર ઝેરી સર્પ છે. મારી તું બીલકુલ પંચાત કરીશ નહિ. અને આજ પછી મારૂં નામ દઇશ તો તું તારી વાત સમજે" કહી મણી બે ધડકથી બેસી રહી. મણીના ઉદગારો માણેકના મગજની અંદર ફરવા લાગ્યા. અંતઃકરણની અંદર તેલ રેડાયું. અને બળતા અંતઃકરણે પુનઃ બોલી ઊઠી.

"બેટા તું એ છોકરીને બોલીશ નહિ. એને વંઠી જવા દે. છોકરી વધારે બોલવામાં સાર નથી. છોકરી કેવી હોવી જોઇએ? વીવેકી આજ્ઞાકિત અને પ્રેમની દેવી હોય છે. તેનેજ છોકરી કહે છે. પણ તું અમારૂં નાક કપાવનાર ઘાસની ગંજીમાં એક ચણગારો છે." માણેકના ઉદ્દગારોથી મણીનું મગજ ચસકી ગયું. પગની પાનીથી શીર સુધી ગુસ્સો ચઢી આવવાથી "કેમ! ડોકરી વધારે બોલતાં શીખી છે કેમ?" કહી મણીએ ઝાટકો માર્યો ઝાટકો મારતાંની સાથે માણેકના મગજની નસો તણાવવા લાગી. અતીશય વેદનાથી માણેક બુમ મારી પુનઃ બોલી ઊઠી.

"ઓય ઓય! મારા બાપરે! હું મરી ગઇ. તારૂં સત્યાનાશ જાય મણી તેં તો કાળો કેર કર્યો, હાય! પ્રભુ એક માતાના સંતાનોમાં આટલો બધો તફાવત કેમ! હાય! જમાના તારો પ્રતાપ કે તારા બાળકોનો પ્રતાપ." ના ઉદગારો કાઢી માણેક બેશુદ્ધ થઈ ગઇ. સુંદર પણ તેના ઉપર શીર મુકી નીદ્રાને શરણે પડ્યો. મણી આ તમાસો જોઇ પલાયન થઇ ગઇ.

વ્હાલા વાંચક બાર વર્ષની ઉમરમાં મણી આ પ્રમાણે વર્તન ચલાવે છે. તો આગળ જતાં તેના ભવિષ્યની અંદર શું થવાનું હશે? તે કોણ જાણે? પણ વિનાશ કાળે વીપરીત બુદ્ધી. તે વાકય ઉપર આધાર રાખવાથી આ કાર્ય મણીનો નાશ કરનારાજ છે. માટે ભાઈ માતા પીતાની સેવાથી બળતા અગ્નીની અંદરથી પણ નીકળી શકાય છે. નર્કમાંથી પણ બચે છે. માટે સુખી થવાનો માર્ગ માતા પીતાની ભકિત છે. અને ખરાબ કરવાની શકિત સોબત છે. માટે જોઈ વિચારીને સંગ કરજો.

---

## પ્રકરણ ૯ મું.

### હાય ! આ તો રમણીકનું ઉછળતું મુડદું.



ગ પક્ષી બહુ ચતુર થઇ વીષ્ટા ઉપર બેસતો !
ઉદ્યાન રૂપાળા જોઇને નજર કદી ન નાંખતો.
ફળ, ફુલ ઝુલે ભલી ભાતના દ્રષ્ટી કદી કરતો નથી ?
પડી ટેવ તે પ્રથમથી કદી કાળે ટળતી નથી.

× × × ×

સુધરે તે બગડે નહિ, બગડે, નહિ તે સુધરે.
આપો આપ સ્વભાવમાં મુર્ખ મન તે ઝગડે.

કાગ પક્ષીને ઉદ્યાનમાં લઇ જાઓ. ગર્ધવને સો મણ સાબુથી ગંગાજીમાં સ્નાન કરાવો. ગુદાને ગમે તેટલી ધુવો. કોલસાને દુધથી ધુઓ પણ ભલી કે બુરી જે ટેવ પડી હોય તે કદાપી કાળે જતી નથી. મુળ સ્વભાવથી જે ટેવ પડી છે તે હજારો પ્રયત્ન કરો પણ કદી તે સુધરતી નથી. પત્થર ઉપર પાણી અસર કરે તો તેમની પડેલી ટેવો સુધરે.

વ્હાલા વાંચક ચીતરોડા ગામની અંદર કૃષ્ણપક્ષની કાળી રાત્રી કાળાં કૃત્ય કરનારને માટે ઉપયોગી થઈ પડી છે. તમરાનો અવાજ શ્વાનના ભસવાનો અવાજ સિવાય કોઇ પણ ઠેકાણે કોઈ પણ પ્રકારની હીલચાલ થતી નથી. સર્વ પ્રાણી માત્ર પોતાના સ્થાનમાં નીદ્રાદેવીના પુજારી બની જવાથી એક ચીતથી પથારીમાં ચીતાપાટ પડી

રહ્યા છે. આટલી રાત્રીએ સામી હવેલીની અંદર નજર કરતાં મંદમંદ દીપકનો પ્રકાશ આપણી દ્રષ્ટીએ પડે છે. તે હવેલીની તરફ આપણી દ્રષ્ટી ફેરવીએ તે મકાન આપણા નવલ કથાના નાયક ત્રીભોવનદાસનુંજ હતું. ત્રીભોવનદાસનાં શયનગૃહમાં બીમાર માણેકનો પલંગ પડેલો છે. પાસે હિંચોળા ઉપર સુંદર માણેક તરફ પાસુ ફેરવી પડેલો છે. તેને થોડેક છેટે મણીની પથારીમાં મણી નીદ્રાને શરીણે થએલી છે અને તેની પાસે ત્રીભોવન દાસનો છત્ર પલંગ મચ્છર દાનીથી શોભી રહ્યો છે. છત્ર પલંગની અંદર ત્રીભોવનદાસ વારેઘડીએ પાસાં બદલતો જાય છે. આથી નીદ્રાદેવી તેના ઉપર કોપાયમાન થએલી હોય એમ જણાય છે. તેના મગજની અંદર તર્ક વિતર્ક થયા કરે છે. વિચારમાંને વિચારમાં મધ્ય રાત્રી થઈ ગએલી છે. પણ બીલકુલ તેને નિદ્રાં નહિ આવવાથી તેના મગજની અંદર વિચાર થઈ આવવાથી આત્મગત પુનઃ બોલી ઊઠ્યો.

"માણેક ! તું ખરેખર માણેક છે. માણેકની ઊપમા આપવા જતાં માણેક ગમે તેટલી કિંમતથી ખરીદી શકાય છે. પણ તારી કિંમત થવી મુશ્કેલ છે. માણેક ! મારી વ્હાલી માણેક તારી પવિત્રતા અને પતિભકતી જોઈ હું ઘણો નવાઈ પામું છું તું સતયુગની દેવી છે. પ્રેમની મુર્તી છે. તારી પવિત્રતાનો પાર નથી. તું ધર્મચારીણી ધર્મની ઊપાસક છે. ધર્મને જાણનારી પતિને પરમેશ્વર તરીકે પતિની ભકતી કરનારી પતિવૃતા છે. મારા ઉપર તારો આટલો બધો પ્રેમ હશે તે હું સ્વપ્નાની અંદર પણ કળી શકતો નહતો. પણ તેં બરાબર તારા પ્રેમની પરિક્ષા કરાવી છે. તારા શીયળરૂપી

આભુપણુથીજ હું આજ સુધી બચી જવા પામ્યો છું. પતિવ્રત પ્રાણથી પ્યારૂં સમજનાર માણેક તારી જેટલી પ્રસંસા કરૂં તેટલી થોડી છે. તેં તારા સ્ત્રી અવતારને બરાબર સફળ કર્યો છે" આ પ્રમાણે ત્રીભોવનદાસ પોતાના મન સાથે બોલી રહ્યા છે એટલામાં "વ્હાલા! પરસન, પરસન નથી પણ અનીતિથી ભરેલી પરસન છે" ઉદ્દગારો સ્વપ્નવત પડેલી માણેકના મુખદ્વારમાંથી નીકળતાંજ "હાય! પ્રભુ શું આજ પ્રેમ છે" કહી ત્રીભોવનદાસ શાંન્ત થઈ સુઈ રહ્યા. એટલામાં દરવાજાની જંજીર ખડખડાવવાનો અવાજ આવતાંની સાથે માણેકના પ્રેમને ભુલી ગયો. અને પોતાની કાનેંદ્રીયને તે બાજુ રાખતાંની સાથે "ત્રીભોવનદાસ, ઓ ત્રીભોવનદાસ" એ વખત અવાજ આવતાંજ ત્રીભોવનદાસ ઊઠયો. બારીએથી ડોકીયું કરે છે. તો એક સ્ત્રી અને બે મજુરો શીર ઉપર ટ્રંક લઇ ઊભેલા તેની દષ્ટીએ પડયા કે તરત ત્રીભોવનદાસ દાદર ઉતરવા લાગ્યો. બે પગથીઆં ઉતરવા બાકી રાખી ધીમેથી "કોણ છે? અંદર રહીને પ્રશ્ન કર્યો કે "એતો હું પરસન" પ્રત્યુત્તર મળતાંની સાથે ત્રીભોવનના અંતઃકરણમાં માણેકના પ્રેમનો દીપક સળગતો હતો. તે પરસનના ઇલેકટ્રીક પાવરથી મંદ પડી ગયો અને ત્રીભોવનદાસે પુનઃ નીચે ઉતરી દ્વાર ઊઘાડયાં દ્વાર ઉઘડતાંની સાથે પરસન દાખલ થઇ ગઇ. બે મજુરને ટ્રંક નીચે મુકવાનો ઇસારો કરી મજુરીના પૈસા આપી રવાના કરી દીધા લોભી ત્રીભોવનદાસે એક પછી એક એમ બંને ટ્રંકોને યોગ્ય જગાએ મુકી પોતાના પ્રાઇવેટ રૂમમાં દાખલ થયા. વ્હાલા વાંચક એકાંત બુરી ચીજ છે. માતુશ્રી હોકે ભગીની, નાની હોયકે મોટી માસી કે માતા કે ગુરૂ પત્ની બલ્કે સ્ત્રી જાત હો, પણ તેમની સાથે કદાપીકાળે

એકાંત કરવી નહિ. કોઇ દિવસ તેઓની સાથે એકાંત રહેવાનો ખુરો ખ્યાલ લાવવો નહિ. છતાં ત્રીભોવનદાસે એકાંત જગોએ પોતાનો મુકામ નાંખવાનો નીર્ણય કર્યો. એકાંત જગો ગમે તેવા સાધુ પુરૂષના વિચારોને ભમાવી નાંખનાર દુષ્ટ પીસાચીની છે. અને એકાંત જગોએ કોઇ પ્રણુ પુરૂષના મન સાવચેત રહયા નથી. પણ કોઇ મહાપુરૂષના મન સાવધ રહેલાં છે. માટે વ્હાલા વાંચક એકાંત જગો પ્રભુના નામ ની માળા જપવામાંજ નીર્ણય કરેલી છે. નથી પાપ કર્મ કરવા માટે જો તમારે એકાંતની જરૂર પડે તો તમારા મનડાને કાબુમાં રાખી તનડાને દોરશો નહિ અસ્તુ.

ત્રીભોવનદાસને જોઇ વીષય વાશનાની ભરેલી પરસન લટકા મટકા કરવા લાગી આળસ ઉપર આળસ ખાવા લાગી રોમાંચ ખડાં થઇ ગયા કામદેવે પરસન ઉપર પૂર્ણ અધીકાર ફેલાવી દેવાથી પરસનની નસેનસમાં કામ વ્યાપી ગયો. ત્રીભોવનદાસ તેની મનોભાવના સમજી ગયો. પણ ધનનો લોભી ત્રીભોવનદાસ તેનો ભેદ કંઇ સમજી શકયો નહિ. ટંકમા પૈસા છે એમ ધારી કદાચ હું ના પાડીશ તો તે પૈસા હાથથી જશે. એવો ખ્યાલ થઇ આવ્યો. આથી પરસનના શરીરના સ્પર્શથી ત્રીભોવનદાસને તેની અસર થઇ તેનું લોહી ઉછળી આવ્યું. અઘોર કૃત્યનો કરનાર કચ્છી નર તેજ દિવસથી કટ્ટર કચ્છી થવાની તૈયારીમાં હતો. પાપ કુંડમાં પડવાની ઉતાવળમાં હતો. પુનઃ ત્રીભોવનદાસ ઉપર કામદેવે પોતાની વિજય પતાકા ફરકાવી પરસનનું રૂપ અને ત્રીભોવનદાસનું રૂપ વિચાર એક થવાની તૈયારીમાં હતો. એટલામાં "સબુર! સતીના સૌભાગ્ય ત્રીભોવનદાસ નર્ક કુંડમાં પડીશ નહિ." અંતરીક્ષથી અવાજ

આવતાંજ કામદેવ પોતાની વિજય પતાકા ઉઠાવી લઇ પલાયન થઇ ગયા. આથી બંને જણુ ઝબક્યા. ચમક્યા. અવાજ ક્યાંથી આવ્યો તેની તપાસ માટે બંનેની દ્રષ્ટી અધર ફરવા લાગી. એટલામાં તેમની દ્રસ્ટીએ છાયા દેખાઇ. તે છાયા પુરૂષની હતી. સફેદ વસ્ત્ર પરિધાન કરેલી છાયા પુનઃ બોલી ઊઠી........

"ચંડાલણી! વીષય વાંસના તેજ તારો નર્કનો રસ્તો છે. ધર્માંધ પુરૂષને તારા મોહ પાસમાં સપડાવનાર ચંડાળણી તારી મનોકામના કદાપી કાળે ફળીભુત થવાની નથી તે તું નકકી સમજી લેજે." કહી સફેદ છાયા આકૃતી ધ્રુજવા લાગી. પણુ થોડીકવાર તે સ્થીતિમાં ધ્રુજયા પછી શાંન્ત થઇ ઊભી રહી. આશ્ચર્ય પમાડે તેવો ભેદ જોતાંજ ત્રીભોવનદાસનાં હાંઝાં ગગડી ગયાં. અને ભયભીત થઇ નાશવાની તૈયારી કરે છે. એટલામાં સફેદ છાયા આકૃતી આગળ ફરી વળી, ત્રીભોવનદાસને જતો અટકાવી પુનઃ બોલી ઊઠયો.

"ગમે તેવી સોબતથી ખરાબ થએલો પુરૂષ સુધરી શકે છે, પણ ચંડાળ! સતી માણેકની સોબતથી તારા ઉપર બીલકુલ અસર થતી નથી. હાય! ક્યાંથી સુધરે મહાન પ્રભુએ તને નર્કનો અધીકારી બનાવવા ધાર્યો છે. તો તે જગો લેનાર આ દુનીઆની અંદર તારા સિવાય બીજો કોઈ નહિ હોવાથીજ તારા ઉપર બીલકુલ અસર થતી નથી. ચંડાળ જો! તારા કર્મના ફળ તને પ્રથમથીજ પરમાત્માએ આપેલાં છે." કહી છાયા આકૃતીએ ત્રણ તાળી પડતાંની સાથે નર્ક તેની દષ્ટીએ દેખાવા લાગ્યું. ત્રીભોવનદાસને વીંછી, નાગ, વગેરે પકડી તેના દેહને ફોલતા દેખાયા. મણી તેના પોતા ઉપર અગ્નીનો વરસાદ વરસાવતી હોય,

એવો તેની નજરે દેખાવ ખડો થતાંજ કંપારી છુટી અને ઓ બાપરે ! બચાવો " કહી જોરથી બુમ મારતાંની સાથે બેભાન થઈ ગયો. પરસનને પણ તેના કર્મબળે પરસનના શીર ઉપર હથોડા મારતા યમદુતો. મગરમચ્છ પરસનના દેહને ચાવી જતા હોય એમ જણાવાથી પરસન ભયભીત થઇ ગઇ. ચક્ષુઓ બંધ કરી જમીન ઉપર બેસી ગઈ એટલે પોતાની માયા આટોપી લીધી થોડી વાર પછી પરસન અને ત્રીભોવનદાસને શુધ્ધી આવવાથી પુનઃદ્દષ્ટી કરતાં પ્રથમનો દેખાવ નજરે નહિ પડવાથી પરસન પુનઃ સાવધ થતાંની સાથે ઉદગારો કાઢવા લાગી......

"દુષ્ટ ! તું કોણ છે ? અને અમારા રંગમાં ભંગ કરનાર પાપી પીસાચ તારો શો હેતું છે. તે કંઇ પણ કહી શકતો નથી. પણ તું જે ટંક લાવી છે તેમાંથી એક ટંક તેનો જવાબ દેશે કહેતોની સાથે એક ટંક અધર થઇ જમીન ઉપર પછાડા ખાવાં લાગી આ જોઇ પરસનના મુખમાંથી હાય ! આતો રમણીકનું ઉછળતું મુડદું" કહેતાંની સાથે આખો ઓરડો ધ્રુજવા લાગ્યો એટલા જોરથી ધ્રુજી ઊઠયો કે ઊમાં રહેલાં બંને પાપી પ્રાણીઓ જમીન ઉપર પછડાઇ ગયાં પડતાંની સાથે બેશુદ્ધ થઇ ગયાં ત્યારપછી છાયા આકૃતિ માણેક જ્યાં આગળ સુતી છે ત્યાં આગળ આવી તે વખતે માણેકને ભુતનું સ્વપ્નું થવાથી એકદમ જાગી ઉઠેલી હોવાથી પથારીમાં પડી પડી જાગતી હતી. એટલામાં છાયા આકૃતીને જોતાંજ માણેક ભયભીત થઈ ગઈ. બુમ પાડવાની તૈયારીમાં હતી. એટલામાં " માણેક ! સતીદેવી ગભરાઇશ નહિ. હું પાપીઓનો નાશકરવા અને ધર્મીષ્ટનો બચાવ કરવાને આવ્યો છું. સતી તારા પતિને પાપ કર્મ

કરતાં અટકાવ્યો છે. માટે ચિંતા કરીશ નહિ. કહી છાયા આકૃતિ શાંત થઇ ઉભી રહી.

"આપ કોઈ દેવ છો કે દાનવ, નર છો કે પિશાચ જે હોય તે જલદીથી કહી દો. મને બીલકુલ ધીરજ રહેતી નથી" માણેકે પ્રશ્ન કર્યો.

"દેવી ? હું દાનવ નથી. પણ પીશાચ છું. મારા કર્મને લીધે હું અધોગતીને પામ્યો છું. વિષયમાં હું અંધ થવાથી મારી આ દશા થઇ છે. પણ પ્રભુનો હુકમ એવો છે કે સતીની સેવા કરીશ ત્યારે તને મોક્ષગતી મળશે. અને જ્યાં સુધી સતીની સેવા ન કરે ત્યાં સુધી આવીજ દશામાં રહેજે. સતી દેવી આ જુલ્મી જમાનાનાં પાપી પ્રાણીઓમાં તમે એકલાં સતી છો. એમ મારી ત્રીકાળ દ્રષ્ટીથી ખબર પડતાંજ આપની સેવામાં હાજર રહી તમારા સૌભાગ્યને નર્ક કુંડમાં પડતો બચાવ્યો છે. તારાશીર ઉપર દુ:ખ પડવામાં બાકી નહિ રહે તો પણ પતિવ્રત કે પ્રભુનું નામ છોડીશ નહિ. પતિવ્રત તેજ સ્ત્રી ઓનું સ્વર્ગ છે. સતી હું જાઉં છું. કોઇ વખતે તારા ઉપર દુ:ખ આવશે તો તે વખતે તારો હું બચાવ કરીશ. સતી મારા પ્રણામ છે" કહી છાયા મુર્તિ જોત જોતામાં અદ્રસ્ય થઈ ગઈ. માણેક તે છાયા મુર્તિના વિચારો કરતી નીદ્રાધીન થઇ ગઇ.

# પ્રકરણ ૧૦ મું.



## પીસાચ રમણીક.



કળીયુગ કેરા રાજ્યમાં કંઇ કંઈ થાએ ફેર,
સદા ચરણના સુખ સૌ થયાં હળાહળ ઝેર.

ત્રીભોવન તથા પરસન બેશુદ્ધ થઇને પડેલાં છે. તે આપણે જોયું. પરસનને જલદીથી ભાન આવતાંની સાથે ત્રીભોવનદાસને તેજ સ્થિતિમાં મુકી રવાના થઇ ગઈ. બને ટ્રંકો તેજ જગો ઉપર પડી હતી. પરસન ગઇ કે તુરત ત્રીભોવનદાસ સુધીમાં આવ્યો. ચક્ષુ ઉઘાડી જુએ છે તો ભાનુ સુર્યનારાયણ ઉદય થવાની તૈયારીમાં હતો. પશુ પંખી નીદ્રાનો ત્યાગ કરી વનમાં જતાં દ્રષ્ટી ગોચર થવા લાગ્યાં. ત્રીભોવનદાસ પુનઃ સાવધ થઈ પોતાના હસ્તથી જળ લઇ દંત ધાવન કર્યું. દંત ધાવન કરી મોં હાથ સાફ કરી આરામ ચેર ઉપર પડયો કે તેને કંઈ દુર્ગંધ આવવા લાગી. મગજ ફાટી જવા લાગ્યું. આથી ત્રીભોવનદાસે પુનઃ ઉદ્‌ગારો કાઢયા " ખરાબ દુર્ગંધ શાની આવે છે." "ઉછળતા મુડદાની" અંતરીક્ષથી પ્રત્યુતર મળતાં ત્રીભોવનદાસ ગભરાઈ ગયો. પણ ધીરજ આવવાથી એકદમ ઉઠયો. ટ્રંકો પાસે આવી બારીકીથી તપાસ કરવા લાગ્યો. ટ્રંકને તાળુ મારેલું હોવાથી અંદર શું છે તે જાણી શકયો નહિ. પણ તરત તેને ખ્યાલ થવાથી એક મોટો છરો લાવી તાળાનું પડ તોડી નાંખવાથી ટ્રંક ખુલ્લી થઇ જતાંની સાથે એક

જુવાન પુરૂષના મુડદાને જોઈ "હાય! પ્રભુ બચાવો" ના ઉદ્‌ગારો નીકળી પડયા. અવયવ્ય જુદાં કરેલાં હોવાથી ત્રીભોવનદાસને એકદમ કંપારી છુટી, અઘોર કૃત્ય કરનાર ઉપર પુર્ણ ધિક્કાર છુટયાં. ત્રીભોવન દાસ કંઈ બડબડતો તે ટ્રંકને એક બાજુ મુકી ઉભો થયો ખુલ્લી રહેલી બારીઓ બંધ કરી પાછો તેજ ટ્રંક પાસે આવીને બેઠો બીજી ટ્રંક ખોલતાંની સાથે એક નવયૌવન જોબનના ઉધાનમાં ખીલેલી કળીની માફક સ્ત્રીનું ખુન થએલું જોઇ ગભરાટ થઇ આવ્યો હિંમતવાન ત્રીભોવન ભયભીત થઇ ગયો. હાંઝાં ગગડી ગયાં. અને એકદમ પુનઃ બોલી ઊઠયો...

"હાય! હાય, મારી હવે શી દશા થશે. એ ચંડાળણી પરસન તેંજ મારૂં ખરાબ કરવા ધાર્યું છે, પાપી તેં કયા ભવનું વેર વાળવાનો વિચાર કર્યો છે. તારા બેસવાની ડાળ કાપતાં તને બીલકુલ ખ્યાલ થયો નહિ. હાય! એ દુરજન પરસન તેં બરાબર મારૂં સત્યાનાશ કાઢવાની કોશીશ કરી છે. હાય! હવે આ બંને મુડદાં કયાં જઇને છુંપાવું મારામાં એટલી હિંમત નથી કે ખાડો ખોદીને દાટું, પ્રભુ તુંજ મારો મદદગાર છે" કહી ત્રીભોવનદાસ શાંન્ત થયો. વ્હાલા વાંચક પ્રભુનું નામ ત્રીભોવનદાસે લીધું હશે તો આજેજ હશે એમ એના પરિચય ઉપરથી જણાય છે. પાપી ત્રીભોવનદાસના મુખમાંથી પ્રભુનું નામ નીકળતાંની સાથે "પ્રભુ નામથી માળા જપનારની સહાય કરવા નીરંજન નીરાકાર સદા તૈયાર છે" કહી એક પુરૂષ ત્રીભોવનદાસની સમક્ષ આવીને ઊભો રહયો કે "સ્યામદાસ મારા દેહની શી તજવીજ કરવા ધારી છે? અંતરીક્ષ ઉદગારો આવતાંજ સ્યામદાસ ચમકયો. આકાશ તરફ દૃષ્ટી કરતાં તેની

નજરે કંઈ પડયું નહિ. આથી કંઇ ભ્રમણા છે. એમ ખાત્રી થવાથી "કેમ ત્રીભોવનદાસ! તેં મને ઓળખ્યો" ટંકાર શાંભળતાંજ ત્રીભોવનદાસ તેના ચરણે પડયો અને "સ્યામદાસ! આ દુનીઆની અંદર મારા જેવો પાપી વિશ્વાસઘાતી કોઈ છેજ નહિ, તમારા ઉપર કરેલા વિશ્વાસઘાતથી મને બહુ પસ્તાવો થાય છે. પણ તેની મને પ્રભુ માફી આપશે." ઉદગારો કાઢયા. "પાપી ત્રીભોવનદાસ વિચાર કર, સ્વાર્થઅંધ ત્રીભોવન પરોપકાર અને વફાદારી આ દુનીઆની અંદર ઉજ્વળ નામ છે. તારા ઉપર કોઈ પણ મનુષ્ય અપકાર કરે પણ તેનો બદલો અપકારથી નહિ પણ પરોપકારથી આપવા ચુકવું નહિ. માણસ પાપકર્મ કરતાં બીલકુલ અચકાતા નથી. પણ જ્યારે પાપકર્મનો બદલો પ્રભુ તરફથી મળે છે. ત્યારે તેનો ખ્યાલ થાય છે. અને તેના કરેલા પાપની માફી માગે છે. દયાળુ પ્રભુ તેના કરેલા ગુન્હાની માફી આપે છે. માફી આપ્યા છતાં જો પાછા તેવા ગુન્હાઓ કરે છે. તો તેના ઢી ગુન્હાઓ ગણાય નર્કનો અધીકારી બનાવે છે. ત્રીભોવનદાસ આ ખુન તેની વિષયવાસનાને લીધેજ થએલું છે. વ્યભિચારી જનો કમોતે મરે છે. અને અધોગતીએ પામે છે.

સ્યામદાસ બોલી રહયો કે "શાબાશ! સ્યામદાસ તારી શીખામણથી હું ઘણો પ્રસન્ન છું. અને તારા કાર્યમાં હરવખત ફતેહ આપીશ પણ મારા મૃતદેહને બાળી તેની ખાખ શુધ્ધ જળથી નહિ પણ મૂત્ર તથા ગટરના પાણીથી ઠંડી કરજે મૃત દેહઘણો પાપી હોવાથી બલામણુ કરવાની જરૂર પડી છે. અંતરીક્ષથી શાબાશી મળતાંજ સ્યામદાશને ભાન આવ્યું. પોતાના કર્મે રમણીક ભુત થયો છે. તેવું સાબીતિ થઈ ગયું. અને પુનઃ સાવધ થઇ બોલી ઊઠયો.

"અધોગતીને પામનાર રમણીક તારા કહેવા મુજબ હું તારા દેહને અગ્ની સંસ્કાર કરાવીશ અને ગંગાજીના શુદ્ધ જળે તારી ખાખને ઠંડી કરી તારી અધોગતીની અવદશાને ટુંકાવી દઇશ. પ્રભુ! તને મોક્ષગતી આપો" પ્રતુતર મળતાંની સાથે ભયંકર અવાજ થયો. અવાજ થતાંની સાથે બંને ટંકો આકાશ માર્ગે પવન વેગથી ચાલતી થઇ. સ્યામદાસ ગભરાયો હવે શું કરવું તેના વિચારો કરવા લાગ્યો અને આત્મગત બડબડવા લાગ્યો...

"હાય! પ્રભુ હું શું કરૂં. કયાં જાઉં ઓ!! રમણીકની લાશને કયાં શોધું રમણીકને આપેલું વચન તેનું હવે શું થશે. પ્રભુ મને શી શીક્ષા કરશે હાય! પ્રભુ બચાવો" શામદાશ શાંન્ત થઇને ઊભો રહયો. એટલામાં તેની દ્રષ્ટીએ રમણીક પીસાચ રૂપે અંતરીક્ષથી ધીટકાર દેતો હોય એમ તેની ચક્ષુએ ભુલાવો ખાધો આથી સ્યામદાસ નું મગજ ભ્રમીત થઇ ગયું. અને દિવાનાની માફક "રમણીક! તું મને ધીક્કાર આપીશ નહિ. આમાં મારો બીલકુલ દોષ નથી. હા મેં મારા વચનનો ભંગ કર્યો છે. તેથી મને માફ કર જેથી પરમાત્મા તારા જેવી મારી દશા કરે નહિ. રમણીક! અંતરીક્ષથી ધીક્કાર આપનાર રમણીક! આ મારૂં સ્યામ મુખ આજ પછી કોઇ દિવસ હું બતાવવાનો નથી. તેમજ આ જગતની અંદર જીવીને તારા પવિત્ર થનાર આત્માને અપવિત્ર કરવા માગતો નથી. બસ! આ પાપી પ્રાણને પલાયન કરવો એજ નીર્ણય છે. કહી સ્યામદાસ પુનઃ બારી તરફ દોડી આપઘાત કરવા જાય છે. કે "શાબુર! કહેતાંની સાથે સ્યામદાસ અટકી ગયો અને પુનઃ બોલી ઊઠયો.

"મારી તુટેલી જીંદગીને ટકાવી રાખનાર તમે કોણ છો" સ્યામદાસે પ્રશ્ન કર્યો.

"શ્યામદાસ ! હું પીસાચ રમણીક છું. મારા દેહને માટે આપઘાત કરવાથી શું થાય છે. આપઘાત કરવાથી સાતે અવતાર તેના અધોગતીને પામે છે. માટે મારા દેહની બીલકુલ ચિન્તા કરીશ નહિ. પરમાત્મા જે કરે છે તે સારાને માટે કરે છે. માટે જા હું તને વચનથી છુટો કરૂં છું. સાંભળ મારો દેહ પરમાત્માની સમક્ષ જવાબ આપવાને ગયો છે. અને મારી ત્યાં જરૂર પડી છે. યમદુતો સામેથી આવતા મને જણાય છે. માટે મારા દેહનું હવે પછી શું થાય છે. તે હું કોઇ સમયે કહીશ. માટે હું હવે રજા લઉં છું" કહી પીસાચ બોલતો બંધ થયો. અને પોતાના પાપ કર્મની પ્રભુ પાસે બે હસ્ત જોડી એક ચીતે પોતાના મન સાથે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. થોડીવાર સુધી તેજ સ્થીતિમાં રહી. શ્યામદાસ ત્રીભોવનની રજા લઈ રવાના થઈ ગયો. ત્રીભોવનદાસ શ્યામદાસના ગયા પછી પોતાના મકાનની અંદર પુસ્તકાલયમાં મગજને આનંદ આપવાને માટે ચાલતો થયો.

## પ્રકરણ ૧૧મું.

### વિલાશ જીવન કે નર્ક ગમન.

નવરાત્રીના દિવસોનો આજે છેલ્લો દિવસ હોવાથી ચીતરોડા ગામની અંદર ગરબા ગવાઈ રહ્યા છે. કોણી સુધી લાંબાં કાપડાં પહેરેલી તરૂણ સ્ત્રીઓ લહેકાથી ગરબા ગાઇ રહી છે. શાંભળનારના મનરંજન કરી રહી દોઢ પનાનું ઓઢણું ચારે બાજુએ વીંટાળી યૌવન તરૂણ સ્ત્રીઓ પોતાના સુકંઠથી ગરબો ગાઇ મદાંધ મનુષ્યોને મોહમાં નાંખ્યા સિવાય રહેતી નથી. કેટલાક જોવાની લાલચે તો કેટલાક મલીન વિચારથી લાલ લલનાઓ ઉતાવળથી જતા જણાય છે. બજારના રસ્તામાં એટલી ભીડ છે કે નબળા પોચાનું તો ત્યાં કામજ નીકળી જાય શ્રોતા જનો લુહાણા ગલીમાં પેસતાની સાથે બહાર નીકળતા નથી. તેનું શું કારણ હશે. તે આપણે જોઇએ. ચાલો આપણે પણ લુહાણા ચોકની અંદર જઇને ત્યાંનું રહસ્ય જોઇએ સર્વ ગરબા કરતાં લુહાણા ચોકની અંદર માણસો એટલા ભરાયા છે કે ચાલવાનો પણ બીલકુલ માર્ગ નથી. વ્હાલા વાંચક જુઓ ગરબો ગાનારીઓની અંદર તરૂણ બાળા તે કઇ છે. બીજી એ કે નહિ પણ આપણી નવલ કથાના નાયક ત્રીભોવનદાસની માનીતી મણી હતી. મણી જોબનના બાગમાં ઝુલતી મણીએ પોતાની મુગ્ધપણાની સ્થીતિ રવાના કરી દીધી હતી. મુગધ મટી તરૂણી બની ગઇ હતી. જોબને પોતાનો અમલ બરાબર બેસાડી દીધો હતો. જુવાનીએ પોતાની

નીશાની મણી ઉપર સદાને માટે કાયમ કરી હતી. આ વખતે મણીને જોવા માટે ચંદ્ર પણ તે જગોએ ઊભો રહી તેના ગુલાબી ગાલો ઉપર કીરણો ફેંકતો તેના સુંદર ચહેરામાં વધારો કરતો અતીશય રૂપથી શરમાઇ પોતાના કીરણોને અદેખો ચંદ્ર ખેંચી લેતા પલાયન થતો જણાય છે. મણીના રૂપની પ્રસંસા કરતો ચંદ્ર બે વાગતાના સુમારે અલોપ થઇ ગયો. જમીન ઉપર અંધકાર ફેલાઇ ગયો પણ મણી ધ્રુવ તારાની માફક ત્યાંને ત્યાંજ ઊભી રહી. પોતાના મુગ્ધાપણાનો ખ્યાલ થવાથી તેને મળતોજ ગરબો ગાવો શરૂ કર્યો. મણીએ પોતાના સુસ્વર કંઠથી નીચે મુજબ ગાવા લાગી.....

× × × ×

" વધતાં વય કન્યા શરમાયે ! બદલાતું બાળા પણ જાયે !
રે ! રમત ગમત વીસરાવે છે ! અલબેલું યૌવન આવે છે !
મન નવીન વિચાર વિષે ભમતું !
ભણવા ગણવાનું ના ગમતું !
ચંચળ ચીતડું ચમકાવે છે ! અલબેલું ! યૌવન આવે છે !
સ્તન નીતંબ ગુરૂતાને ધરતાં !
કટી લલચાયે હરતાં ફરતાં !
સ્મીત હાસ્ય ધ્વજા ફરકાવે છે ! અલબેલું ! યૌવન આવે છે !
બસ મદન અગન તનમા લાગે !
યૌવનની વાંસલડી વાગે !
તન અવય સકળ વીસરાવે છે ! અલબેલું ! યૌવન આવે છે !
મન થાય અલૌકીક રસવાળું !
તજી ઓઢણી અંગ સજે સાળુ !

રતી રંગ હૃદય રેલાવે છે! અલબેલું! યૌવન આવે છે!
ભરથાર તણો મંન મંત્ર ભણે!
ચતુરા ચીંન્તાનો કોટ ચણે!
વીરહા નળ શોર મચાવે છે! અલબેલું! યૌવન આવે છે!
તન રંગ સુવર્ણ સમો થાએ!
મુખ મંડળ રકત બની જાએ!
ચક્ષુને ચપલ બનાવે છે! અલબેલું! યૌવન આવે છે!
અલબેલું યૌવન આવે છે!
તે મોહક મંત્ર જપાવે છે!
રસઘેલું! યૌવન આવે છે! અલબેલું! યૌવન આવે છે!
( મણીકાન્ત )

* * * *

પહાડની અંદર બોલતા શીઆળવાં ઉપર મણીના અલબેલા યોવનના ગરબાની અસર થવાથી બોલતાં બંધ થઇ ગયા. જોનારના અંતઃકરણની અંદર અસર થવાથી સુન્યસુનાકાર થઇ ગયું. કોઇને બોલવાની હિંમત ચાલી નહિ. શ્રોતા જનોએ ઘડીકવાર કાળી કોમલને પણ વીસારી દીધી અને સર્વ જણ મણીના આફતાબ જેવા મુખાર્વીંદને નીહાળતા ત્યાંજ પુતળાની માફક ઉભા રહ્યા. મણી સર્વના ઉપર મોહનીની જાળ નાંખી દુર જઇને ઉભી રહી. એટલામાં તેની પાછળથી નીચેના ઉદ્‌ગારો સંભળાયા.

"ગરબો સુણ્યો બહુ પ્રેમથી! કલેજું કતલ! કરનારો?
જીગરના તાર તો તુટયા, હૃદયમાં તેજ ધરનારો!
મનોહર રાગથી ગાયો! સુણીને હું થયો ઘેલો,
અક્કલ ગુમાવી હું બેઠયો પ્રીયાના પ્રેમનો ચેલો.

મણીએ ધીમેથી અવાજ સાંભળતાંજ મણીએ પોતાની દૃષ્ટી પાછળ ફેરવી. ખીલતી કળી મધુરસની આશાએ ભ્રમરો જોવા માટે તલપતી હોય એમ મણી પોતાની પ્રશંસા કરનાર કોણ હશે. તે જોવા માટે પુરી દૃષ્ટી ફેરવતાંજ જુવાન પુરૂષને જોઇ જોબનમાં ઝુમતી જુવાનીના પુરમાં આવેલી મણી મોહપાસમાં પડી ગઈ. વીરહવ્યાકુળ મણીએ નીચે મુજબ પ્રત્યુતર આપ્યો.

"જો છ ભુલી હું ભાન ઘેલી થઇને વ્હાલા હું રહી !
પ્રેમ પ્યારાજોઇ વ્હાલા ! ભાન ભુલી હું ગઇ;
સમય નથી આ એકાંતનો સૈયર મારી સાથમાં ;
આવજો વ્હાલા ! વ્હેલા વળજો ! સમય આવે હાથમાં .

* * * *

મોહાંધ થયેલી મણીએ જુવાન પુરૂષને શમસ્યામાં સમજાવી દીધો. મણીના વાકયો વ્યાજબી લાગવાથી પ્રથમ પહેલોજ રવાના થઇ ગયો. ત્યાર પછી સર્વ મેદની પલાયન થવા લાગી. ધડીઆળે ત્રણ વગાડયા. કે મણીને ભાન આવ્યું. પોતાની સૈયરોને લઇ મણી પણ પોતાના મકાન તરફ રવાના થઈ ગઈ. કેટલીક સૈયરોના મકાન રસ્તામાં આવવાથી સૌ પોતપોતાના મકાન તરફ ચાલતી થઈ. મણી જુવાનીના જોરમાં નીર્ભયપણે મકાન તરફ ચાલી જતી હતી. એટલામાં " મણી " એવો અવાજ શંભળાવાથી આમતેમ પોતાની દૃષ્ટી ફેરવવા લાગી.પણ તેની દૃષ્ટીએ કાંઈ નહિ પડવાથી ચાલવા લાગી પાછો "મણી" અવાજ આવતાં પુનઃપાછું ફરી જોવા લાગી તે એક પ્રૌઢ ઉમરની ૫૦ વર્ષની એક વૃદ્ધ સ્ત્રીને પોતાના તરફ આવતી

જોઇ મણી ઉભી રહી. એટલામાં હસ્તમાં જેષ્ટીકા પકડેલી વૃદ્ધ સ્ત્રી પાસે આવી બોલી ઊઠી.

"મણી! બેટા મણી! અમારી પણ જુવાની હતી. પણ તારી માફક કોઇનું શાભળતા નહિ હતાં. અમને કોઈ એક વખત બોલાવે તો દસવાર બોલતાં પણ બાપરે! તારી જુવાની તો આજેજ જોઇ હાય! હાય! બાપ તારી જુવાનીનું જોર અજબ તરહનું છે. લે આ ચીઠ્ઠી અને તેનો મને જે જવાબ આપવો હોય તે આપી દે. એટલે હું રવાના થઈ જાઉં" કહી વૃદ્ધ સ્ત્રીએ મણીના હસ્તમાં પત્ર મુક્યો "ડોસીમા, આપને હું ઓળખતી નથી. અને તમે મને ઓળખો છો તેથી હું અજાયબ થાઉં છું" મણીએ કવરમાંથી કાગળ કાઢતાં કહ્યું.

"બેટા મારી ડાહી મણી તું મને ઓળખતી નથી તો શું થઈ ગયું. પણ આ કાગળ લખનાર મારી શેઠાણીને ઓળખે છે. એટલે બસ મારે બીજાની જરૂર નથી" કહી વૃધ્ધ સ્ત્રી શાન્ત થઈ ઊભી રહી...

એટલામાં કાગળની અંદર શું લખેલું છે. તે જોવા લાગી.

"મારી પ્રીય મણી. મેં તને બે વર્ષ ઉપર જોઇ હતી. તેથી મારા અંતઃકરણની અંદરથી તારો ખ્યાલ નાશ પામ્યો ન હતો. પણ તારા નામનીજ માળા જપતી હતી. એટલામાં તેં લુહાણા ચોકમાં ગરબો ગાએલો હોવાથી તારા નામની પ્રશંસા સાંભળતાં મારૂં અંતઃકરણ તને મળવાને બહુ આતુર થઈ ગયું છે. મારાથી તારા માશાની હાક બહુ હોવાથી તને મળી શકાતું નથી. તેથી લાચાર થઇ આ ચીઠ્ઠી લખીને આવેલી ડોસીને આપી છે. તો તારો

મારા ઉપર પ્રેમ હોય તો કાગળ વાંચતાંની સાથે કંઇ પણ વિચાર કર્યા સિવાય તે ડોસીની સાથે મારા મકાનની અંદર આવજે જેથી તને જોઈ હું ઘણીજ ખુશી થઇશ.

લી૦ તારી હિતેચ્છુ માસી
પરસન.

પત્ર વંચાઇ રહેતાંજ મણી ચમકી પરસન ઉપરના પ્રેમે કરીને મણીનું અંતઃકરણ પરસનને મળવાને આતુર થઇ ગયું. પરસનના લખવા મુજબ કંઈ પણ વિચાર કર્યા સીવાય બીચારી માણેકનો ખ્યાલ રાખ્યા સિવાય વૃદ્ધ સ્ત્રીની સાથે પરસનને મળવાની ઉમેદથી ચાલતી થઈ આગળ બુઢ્ઢી ને પાછળ મણી ચાલવા લાગ્યા. મણીને સાથે આવતી જોઇ બુઢ્ઢીનું અંતઃકરણ પ્રફુલ્લીત થઇ ગયું. તેનામાં જાદુઈ શક્તિ આવવાથી હસ્તમાં પકડેલી જેષ્ટીકા બગલમાં મારી વિદ્યુત વેગથી ચાલતી. મણી અને બુઢ્ઢી નીર્ણય કરેલા મકાનની પાસે આવી ઉભા રહ્યા. બુઢ્ઢીએ બહારના કમાડ ખડખડાવતાંજ કમાડ ઉઘડી જવાથી મણી અને બુઢ્ઢી મકાનની અંદર દાખલ થઇ ગયા. અંદર આવેલા દાદર ઉપર ચઢતાંની સાથે એક પુતળી પોતાના હાથમાં "વિલાસ ભુવન" નામનું પાટીયું જોતાંજ મણી ચમકી પરસનના પ્રેમમાં ઘેલી થએલી મણીએ તેનો બીલકુલ ખ્યાલ કર્યો નહિ. પરસનને મળવાની આતુરતા રાખનારી મણી લાગલીજ જ્યાં આગળ પરસન બેઠી હતી. ત્યાં આવી ઊભી રહી. જુવે તો છ સાત પુરૂષની વચ્ચે તારાની અંદર ચંદ્રમાં શોભે તેમ શોભી રહી છે. કેટલાક તેના શરીરને સ્પર્શ કરીને બેઠેલા છે. મણીને આવેલી જોઈ પરસને પોતાની પાસે બેઠેલા પુરૂષોને ઈસારાથી દુર બેસવાનું કહેતાં તેઓ સમજી

ગયા. પરસનની નજીકમાંથી ખસીને દુર જાઇને બેઠા. મણી તેની પરસન માસી, અઘોર કૃત્યની કરનાર પરસનને મળી, પરસને તેના શીર ઉપર હસ્ત ફેરવી પોતાના અંકમાં બેસાડી ગુલે ગુલાબી ગાલ ઉપર ચુંબન કર્યું. મણીને કંપારી છુટી શરમના પડદા એ તેની ગરદનને નીચી નમાવી દીધી, મણીને શરમાતી જોઇ પરસન પુનઃ બોલી ઉઠી.

"મણી! તારો સમય શરમનો આવેલો જોઈ હું ઘણી ખુશી છું. પણ શરમના પડદાને દુર કરનાર કોઈ નહિ હોવાથી હું ઘણીજ દીલગીરછું" કહી પરસને સ્મીત હાસ્ય કર્યું. પરસનના બોલવા ઉપર મણીએ પરસનને ધીમેથી ધકકો મારી પુનઃ બોલી ઊઠી.

"માસીબા! તમે તો સદાએ આવાને આવાંજ રહેવાના હું તો એમ સમજતી હતી કે આપ કંઇ સુધરી જશો. પણ તેતો કંઇ દેખાતું નથી. પણ માશીબા મારા માસા કયાં છે? મણીએ પ્રશ્ન કર્યો...

"મણી તારા જુવાન ચક્ષુથી કંઇ દેખાય તેમ નથી. પણ જો આ સામે બેઠેલા પુરૂષોમાંથી તારી અકલથી તુંજ શોધી કાઢ, જોઉં કે તુ કેવી હોંશીઆર છે." પરસને શા ભાવાર્થ ઉપર બેઠેલા પુરૂષો ને દેખાડયા હશે તે આપણે જોઇએ. મણીની દ્રષ્ટી બેઠેલા પુરૂષો ઉપર પડતાંની સાથે મણીએ જમીન તરફ દષ્ટી કરી શરમને લીધે પગના અંગુઠાથી જમીન ખોતરવા લાગી. અને એકદમ "આતો! મારો રસીયો" એવા ઉદ્‌ગારો નીકળતાંની સાથે પરસન ખુદઃ બોલી ઊઠી "હા! એજ તારો રસીયો તારો પ્રેમ ઘેલો કરણ" કહી પરસન શાંન્ત થઈ બેસી રહી મણીએ જાણ્યું કે માસીબા જાણી ગયા તેમનો ભાવાંર્થ બીજો કંઇ નહિ. પણ તેમનેજ બનાવવાનો

હતો. પણ હવે જુઓ માસો ક્યાં હશે. "પોતાના મન સાથે વિચાર કરી મણીને જંપ નહિ વળવાથી પુનઃ પરસન સામે જોઇ બોલી ઉઠી......

"માસી બા, આમાં મને કંઇ સમજ પડતી નથી. એક એકના સામે જોવાથી મારો ખરો માસો કોણ છે તે મારાથી જાણી કે સમજી શકાતું નથી." મણીએ પોતાનો અભીપ્રાય જણાવતાં કહ્યું.

"તારાથી તે કંઈ છાશ પીવાતી હશે. તું ગમે તેટલી હોંશીઆર છે પણ આ વિલાશભુવનમાં તારી હોંશીઆરી ચાલે તેમ નથી. આ મકાન વિલાસીઓને વિલાસ કરવાનું છે. અહિંઆં ગમે તેવો હોંશીઆર માણસ આવે છે તો પોતાની હોંશીઆરી, અકલ, ઇજ્જત, આબરૂ આ વિલાસભુવનમાંજ મુકીને પલાયન થાય છે. વિલાશ ભુવન વિલાશીઓના સુખને માટેજ બંધાવેલો છે. બ્હેન મણી આ બેઠેલા દરેક જણુ તારા માસા છે. કોઇ થોડા તો કોઇ વધુ તારા માસા થાય છે. એક સરખા થતા નથી." પરસનનું ભાષણ સાંભળતાંજ મણી આશ્ચર્ય પામી અને "આટલા બધા" ના ઉદ્‌ગારો કાઢતાંની સાથે મણી શાંત થઈ બેસી રહી. એટલામાં કરણ મણી ઉપર જે આશક હતો તે બોલી ઉઠયો "મન હરણી" આશ્ચર્ય પામવાની જરૂર નથી. તેમના જેટલા વર છે તેટલા તમારા થવાના નથી. તમારો ધણી તો માત્ર હુંજ એકલો થવાનો છું. મન મોહની તમારા સિવાય મને બીલકુલ ચેન પડતું નહિ હોવાથી તમારી માસીબાને કહી બુદ્ધી સાથે બોલાવવાની જરૂર પડી છે. આપનાથી મારી મનોકામના પૂર્ણ થશે. એવી હું આશા રાખું છું" કહી કરણ મણી પાસે જઇને બેઠો."

મણી અજાણ્યા પુરૂષને આ પ્રમાણે બેધડકથી બોલતો જોઇ ગભરાઈ ગઇ. કરણના શરીર સ્પર્શથી પુરૂષ સહેવાસમાં નહિ આવેલી મણી ભય પામવા લાગી. અંતઃકરણ દુખાવા લાગ્યું. અને એકદમ કંપારી છુટી. મણી સંકોચાતાં દબાતા પરસનની સોડમાં ભરાવવા લાગી. જમાનાની ચટ પરસન મણીના મનોભાવ સમજી ગઇ. મણીને પરસન કરવા માટે પુનઃ બોલી ઊઠી. "મણી, આમ શું કરવા કરતી હશે, એતો ખીલતી કળીની મીઠી સુગંધી લેનાર ભ્રમર છે. આમ ભ્રમરથી ગભરાતાં હઇશું કે ? ચાલ આવી છઉં" કહી પરસન ઊભી થઈ તેની પાછળ મણી ઉભી થવા જાયછે. એટલામાં કરણે તેનો હસ્ત પકડી પોતાના તરફ ખેંચવા લાગ્યો. થોડીકવાર રકઝક થયા પછી મણી થાકી ગઇ. હિંમત નહિ રહેવાથી કરણની છાતીએ જઇને દબાઇ ગઇ. કરણે મણીને એક ચુંબન કર્યું. ચુંબન થતાંની સાથે મણીના અંતઃકરણની કળીએ કળી ખીલી નીકળી, શરમ પલાયન થઈ ગઇ.નીડર થઈ મણી પુનઃ બોલી ઉઠી.

"તમે આમ શું કરતા હશો. જુઓ વખત વિચારો, આ કંઇ એકાંત નથી." મણીના મુખમાંથી ઉદ્‌ગારો નીકળતાંની સાથેજ સર્વ જણે તે ઓરડાનો ત્યાગ કર્યો. આથી મણી અને કરણ સિવાય બીજું તે ઓરડાની અંદર નહિ રહેવાથી કરણ તથા મણીના અંતઃકરણ એક થઈ ગયાં. દુષ્ટ મણી અઘોર કૃત્ય કરવાની તૈયારીમાં હતી એટલામાં "મણી ! તારા શીયળનો ભંગ કરીશ નહિ" ઉદ્‌ગારો કાઢતો પચીસ વર્ષનો પુરૂષ આવી ઊભો રહ્યો. કરણ એક બાજુ જઇને આ તમાશો જોઈ નવાઇ પામ્યો. એટલામાં આવનાર પુરૂષની દ્રષ્ટી કરણ સામે પડતાંજ પુનઃ બોલી ઉઠયો.

" ચંડાળ ! વીષયાંધ કુતા ! પ્રભુનો ડર રાખ, મહાન પ્રભુથી ડરીને ચાલ. એકદમ વીષયાંધ થઈ નર્કમાં પડીશ નહિ. વિષયથી ભરેલા પુરૂષની દુર્દશા થાય છે. અને ક્રમોતે પોતાના પ્રાણ છોડે છે, પાપી વ્યભિચારી જનોની કેવી દશા થાય છે, તે જોવાની તારી ઇચ્છા હોય તો ઇસ્પીતાલમાં જા. તારી હૃદય ચક્ષુઓ ઉઘેડી તપાસ કર. વ્યભિચારીજનોની કેવી દશા થાય છે. તે જો. મણી તારી ઉછરતી જુવાનીને ઝેરમાં બોળીશ નહિ. તારી સતી માણેકની આબરૂને બટ્ટો લગાડીશ નહિ. ચંડાળણી ! વિચાર કર વિષયાંધ સદાએ અંધ હોય છે. તું એમ સમજતી હોઇશ કે કોઇ જોનાર નથી. પણ મહાન પ્રભુ સર્વ ઠેકાણે હોવાથી સર્વને જુએ છે. તારા ડગલેડગલાના ગુન્હાઓ પરમાત્માની પોથીમાં નોંધાય છે. માટે નર્ક કુંડમાં નહિ પડતાં સ્વર્ગના માર્ગમાં જવાની કોશીશ કર, મણી ચાલ આ વીલાશ ભુવન નથી. પણ નર્કગમન છે. આ પ્રમાણે બોલી રહ્યો છે એટલામાં " બરાબર ભેદી પુરૂષ તે નર્ક ગમન છે." ભયંકર અવાજ થતાંજ મણીના હાંઝાં ગગડી ગયાં. એટલામાં મણી આકાશ માર્ગે જતી જણાઈ જોતજોતામાં મણી અદ્રસ્ય થઇ ગઇ. આ ભેદ કોઇનાથા જાણી શકાયો નહિ. કરણ આ તમાશો જોઇ અજાયબ થઈ ગયો, પુતળાની માફક ત્યાંજ ઉભો રહ્યો. મણીને અદ્રસ્ય થઇ ગયલી જોઇ ભેદી પુરૂષ પણ વિલાશ ભુવનનો ત્યાગ કરી રવાના થઈ ગયો. કરણ ત્યાંજ ઊભો ઊભો હસ્ત ઘસવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૨ મું.





## હાય ! આતો કુળ અંગાર પાકી.

પરોઢ થવા આવ્યું છે. ઘંટીનો શોર છોકરાના રડવાનો અવાજ આપણી કર્ણેન્દ્રીયને અથડાય છે. તે વખતે માણેક ઉઠી પથારીનો ત્યાગ કરી ન્હાઈ ધોઈને સાફ અંતઃકરણથી પ્રભુની પ્રાર્થના કરી રહી છે. એટલામાં સુંદર જાગ્યો માણેકની પથારીમાં દ્રષ્ટી કરતાં. માણેકને નહિ જોવાથી સુંદરે એકદમ પથારીનો ત્યાગ કરી બેઠો થયો. માણેકની તપાસ કરવા માટે સુંદર પુજાગૃહમાં ગયો ત્યાં માણેક એક ચીતે પ્રભુની પ્રાર્થના કરી રહી છે. માણેકને પ્રાર્થના કરતી જોઈ સુંદર સામે આવીને બેઠો. માણેકને તેનો બીલકુલ ખ્યાલ નથી. એટલામાં માણેક ધ્યાન ભંગ થઈ દ્રષ્ટી કરતાંજ સુંદરને જોઈ "બેટા! તું ઊઠયો" માણેકે પ્રશ્ન કર્યો.

"બા, આપની કૃપાથી હું ઊઠયો નથી પણ નવી જીંદગીને પામ્યો છું. આપની કૃપાથી સવાર થએલી જોઉં છું" સુંદરે મર્મથી કહ્યું.

"હાય ! મારા દીકરા આ શું બોલે છે. પ્રભુ તારૂં આયુષ્ય વધારે તને કંઇ થયું તો નથી ને" કહી માણેકે સુંદરને છાતી સાથે દાબ્યો. "માતુશ્રી આ દેહનો કંઇ ભરૂંસો નથી. આ દેહ જ્યાં સુધી છે. ત્યાં સુધી વજની છે. અને જ્યારે નથી ત્યારે ક્ષણભંગુર છે મહાન પ્રભુએ શરીરની સાથે સુખ અને દુઃખ બંને સાથે બનાવ્યાં છે. સુખ દુઃખનું

જોડું છે. દશકો દુઃખનો. અને દશકો સુખનો આપે છે. દશા કોઇની સરખી ગઇ નથી કે જવાની નથી. દશા ચઢતી પડતી ચાલી જાય છે. દશા કરે તે કોઇનાથી થઈ શકતું નથી. નીદ્રાના સમયે બીલકુલ ભાન રહેતું નથી, અર્ધમૃત્યુ પ્રમાણે પ્રાણી માત્ર પડે છે. તેના ઉપર શું થવાનું છે. તેને બીલકુલ ખ્યાલ રહેતો નથી. પણ બચાવનાર મહાન દયાળુ પ્રભુ સૌની સંભાળ લે છે. નીંદ્રા લીધા પછી શું પ્રભાતે થવાનું છે. તેની ખબર પ્રાણીને નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે ન જાને જાનકી નાથ પ્રાતઃકાળે કીં ભવિષ્યતિ:" શું થવાનું છે. તેની ભગવાનને પણ ખબર નથી. તો મનુષ્યને તેની ખબર ક્યાંથી હોય. સર્વ પ્રાણી માત્રનું પાલન કરનાર મહાન પ્રભુ છે. તેના હુકમ સિવાય કંઇ પણ બની શકતું નથી. માટે હું આપના દર્શનથી સવાર જોઉંછું. તે આપની સેવાનુંજ ફળ છે. તેની સાથે મહાન પ્રભુની મહેરબાની. કહી સુંદર શાન્ત થયો.

"વ્હાલા પુત્ર! તું એક રત્ન સમાન છે. મારા સદભાગ્ય કે તારો જન્મ મારે ત્યાં થયો તેથી પ્રભુનો હું આભાર માનું છું. બેટા! પ્રભુ તને દીર્ઘાયુષી રાખે" માણેકે સુંદરને આશીર્વાદ આપતાં કહ્યું. કે તરત સુંદર હસી પડયો. સુંદરને ખુશી થતો જોઇ માણેકનું અંતઃકરણ પ્રફુલ્લીત થયું અને સુંદરને બે હસ્તથી દાબી "બેટા! તું કેમ આટલો બધો ખુશી થાય છે, સુંદરના ગાલ ઉપર ચુંબન કરતાં પ્રશ્ન કર્યો.

"માતુશ્રી કંઈ નહિ. હું કંઈ બીજા ખ્યાલ ઉપર ચઢી જવાથી મને હસવું આવ્યું" સુંદરે ખુલ્લે ખુલ્લી વાત કહી દીધી.

"સુંદર! તને એવો શો ખ્યાલ થયો કે તને હસવું આવ્યું.

તે જણાવતો ખરો" કહી માણેક સુંદરના મુખ સામે જોઇ રહી.

"મારી પુજ્ય માતુશ્રી ! મારે હસવાનું કારણ માત્ર એજ કે બાળકના માતા પીતા બાળકનું નામ અમર રાખે છે. છતાં અમર રહેતું નથી. છતાં તેનો પણ નાશ થાય છે. દીર્ઘદ્દષ્ટી કહ્યા છતાં દીર્ઘદ્દષ્ટી થતો નથી. પણ છેવટે તેનો પણ નાશ થાય છે. જેટલા જનમ્યા તેટલાનોજ નાશ થાય છે. જેટલા દુનીઆની અંદર પડેલા છે. તેટલા સર્વનો આગળ પાછળ નાશ થયા સિવાય રહેવાનો નથી કાળ પોતાનું મુખ પહોળું કરીને બેઠેલો છે. પોતાના હસ્તમાં આવનાર મનુષ્યોને મુખમાં નાંખતાં જે બચી જાય છે. તેજ રહે છે. અને જેટલા તેના મુખમાં પડે છે. તેટલાનો જ નાશ થઈ જાય છે. માતુશ્રી દરેક મનુષ્યો કાળના હસ્તમાં છે. જેનો વખત આવે છે. તેનેજ ખાયછે. કાળ દરેકના ઉપર પોતાનો અમલ બેસાડે છે. તેમ દરેકના શીર ઉપર કાળ ભમેજાયછે. જેની જીવનદોરી તુટે છે. તેજ તેનો નાશ થાય છે. પણ છેવટે દુનીઆ ક્ષણ ભંગુર છે. કહી સુંદર શાંન્ત થયો...બેટા સુંદર, તારૂં કહેવું સાચું છે. પણ જોને પેલી પરસનને તો જાણે કાળે ટાળી દીધી હોય એમ જણાય છે. કેવાં કેવાં અઘોર કૃત્ય કરે છે. છતાં બીલકુલ તેના ઉપર કાળની અસર થતી નથી. ભાઈ ધર્મીને ત્યાંજ ધાડ હોય અને કસાઇને ત્યાંજ કુશળ ચાલુ જમાનાની અંદર જણાય છે. કહી માણેક શાંન્ત થઇ બેસી રહી.

"માતુશ્રી જેની અહિંઆં જરૂર છે. તેની જરૂર મહાન પ્રભુના દરબારમાં પણ છે. અને જેની જરૂર દુનીઆમાં નથી. તેની જરૂર પ્રભુને ત્યાં પણ નથી. ગુલાબના પુષ્પોને તોડી લેવાને દરેકના અંન્તઃકરણ દોરાય છે. પણ બાવળની

નષ્ટ હોઈ પણ જતો નથી. તેમ સારાની સર્વ ઠેકાણે જરૂરછે. નબળા પાપી જનોની કોઇ પણ સ્થળે જરૂર નથી ગુલાબના છોડ ઉપર એકે પુષ્પ નહિ હોવાથી છોડ નીરાધાર થઇ જાય છે. તેથી કરીને ઉદ્યાનનો માલીક ઊખેડીને તેનો નાશ કરતો નથી. પણ સારા પુષ્પની આશા રાખે છે. પણ બાવળ ચારે બાજુએ ફાલે છે. તેના ઉપર ફુલ આવી રળીઆમણો લાગે છે. આથી બાબળ પોતાના મનની અંદર તેમજ બીજાના દીલની અંદર સારો ગણાય છે. છતાં તેના કાંટાથી પ્રથમ બાવળનોજ નાશ કરે છે. તેમ પાપી મનુષ્યો પોતાના મનને સુખી ધારતા હશે. પણ તેના ખરાબ કૃત્યરૂપી કંટકને લીધે તેનોજ નાશ કરે છે. ધર્મે જય અને પાપે ક્ષય પાપથી સર્વનો નાશ થાય છે. દુનીઆની અંદર દુનીઆમાં ગમન કરનાર મનુષ્યો પોતાની દ્રષ્ટીએ કસાઇને સુખી જુએ છે. પણ ન્યાયી પ્રભુ તેમની દ્રષ્ટીએ કસાઇને પાપી સમજે છે. માતુશ્રી તે સર્વ દુનીઆના ઢોંગ છે. ખરૂં માહત્મ ધર્મ છે. ધર્મની ચઢતી અને પાપની પડતી છે." આ પ્રમાણે પુત્ર અને માતા ધર્મ સંબંધીની વાતો કરી રહ્યાં છે. એટલામાં "ધર્મની ચઢતી અને પાપનીજ પડતી છે." એવો અવાજ આવતાંની સાથે ધુમાડાનો ગોળો માણેકની પાસે પડયો. જેમ જેમ વખત જતો ગયો. તેમ તેમ ગોળો કદમાં નાનો થવા લાગ્યો. માણેક અને સુંદર ધુમાડાના ગોળાનું રહસ્ય એક ચીતથી જોતા હતા. એટલામાં ગોળાનો નાશ થતાંની સાથેજ મણી તેમની દષ્ટિએ પડી. મણીને જોતાંજ "મણી! આ. શો ભેદ છે." માણેકે પુનઃ ઉદ્‌ગારો કાઢયા.

મણીના જવાબ પહેલાં "સતી માણેક આજે મણી તારી

આબરૂ ઉપર પાણી ફેરવવાની તૈયારીમાં હતી. શીયળ ભંગ થવાની તૈયારીમાં હતી. એટલામાં પ્રભુના આપેલા ત્રીકાળદર્શીના બળથી આ હકીકત જાણવા પામ્યો. હું તે વખતે તે જગોએ ગયો તેની અગાઉ એક ભેદી પુરૂષ મણીના શીયળનો બચાવ કરવા માટે પહેલો આવીને ઉભેલો હોવાથી હું મણીને મારા માયાની બળથી ઉંચકીને અહિં લાવ્યો છું. મણી હવે બાળક નથી. પણ ધર્મ પ્રમાણે તરૂણ સ્ત્રી બની રહી છે. થોડા દિવસમાં ઋતુદર્શન થવાનો સંભવ છે. માટે તેના ઉપર વધારે ચોકશી રાખવાની જરૂર છે. અને તેમાં જરા ગફલત આવી તો એમ સમજ કે તેના પાપના છાંટા તમને ઉડયા સિવાય રહેશે નહિ. સતી હવે હું જાઉં છું." કહેતાંની સાથે અંતરીક્ષ આવતા ઉદગારો બંધ થઈ ગયા. માણેક અને સુંદર મણીનોજ ખ્યાલ કરતાં પુતળાની માફક ઉભા રહ્યા. એટલામાં "હાય! આનો કુલ અંગારી પાકી" કહેતાંજ માણેક શાંન્ત થઈ બેશી રહી. તેને કોઇ બોલાવતું હોય એવો અવાજ આવવાથી માણેક ચાલતી થઇ સુંદર પણ રવાનો થયો.

---

## પ્રકરણ ૧૩ મું.

### મારી કિંમત સાત હજારની થઈ.



ત્રીભોવનદાસ સવારના પહોરમાં બેઠો બેઠો ચ્હા પીતો હતો. મણી તેની પાસે બેઠેલી જણાય છે. ઘડીઆળમાં આંઠ વાગતાંની સાથે બે પુરૂષે આવી ત્રીભોવનદાસના ઘરમાં પ્રવેશ કર્યો. આવેલા મહેમાનોને જોઈ ત્રીભોવનદાસે મણીને ઈસારો કર્યો. ચતુર મણી સમજી ગઈ. ત્રીભોવનદાસે બીજા બે કપ બનાવવાનું કહી મહેમાનો પાસે આવીને બેઠો. મણીને જોતાંની સાથે આવેલા અતિથિ એક બીજાને ઇસારો કરવા લાગ્યા. થોડીક વાર થઈ હશે કે મણીએ ચાહના બે કપ લઈ ત્રીભોવનદાસને આપ્યા. ત્રીભોવનદાસે બંને અતિથિઓને આપ્યાં. મણી ચ્હાના કપ મુકી હંસગતીની ચાલ ચાલતી ચાલી ગઈ. એટલામાં બંને અતીથિ પેકી એક અતિથિ બોલી ઉઠયો.

" ત્રીભોવનદાસ ! મણી બહુ ડાહી છે હો ?

" જીવરાજ તમે દીકરીઓનાં બહુ વખાણ કરો છો. પણ તેના માબાપને ક્યાં મુકી દો છો જુઓ કંઈ ત્રીભોવનદાસ કમ છે. " બીજા પરોણાએ ત્રીભોવનદાસની પ્રસંસ કરતાં કહ્યું.

" અરે ખોટા કેમ કહેવાય, અમે પણ જાણી એ છીએ કે જેવાં ઝાડ તેવાંજ ફળ થાય છે. માણેક ને ત્રીભોવનદાસ કંઈ કમ

છે કે તેના છોકરાં પણ હોય" ન્હાનો કપ જમીન પર મુકતાં જીવરાજે કહ્યું.........

"ધન સ્વામજી આપની કૃપાનુંજ કારણ છે નહિ તો મારા જેવા અભાગીઆને ત્યાં આવા રત્ન જેવા છોકરાં હોય કે; ત્રીભોવનદાસે ટેકો આપતા કહ્યું"

"ત્રીભોવનદાસ તમને ધન્ય છેકે મણી જેવી હોંશીઆર દીકરીનો તમારે ત્યાં જન્મ થયો. તેથી તમને ધન્યવાદ આપીએ છીએ. જીવ-"રાજે શાબાશી આપતા કહ્યું"......

"તમારી દીકરીની હોંશીઆરી જોઇને હું તાજુબજ થઇ ગયો છું તમારા ત્યાં આવી રત્ન જેવી પુત્રી કયાંથી? ધનસ્યામજીએ મણીની પ્રસંસા કરતાં કહ્યું"

"મણી જેવી દીકરી હું આખી ન્યાતમાં તો શુ પણ આખા કચ્છ ભુજની અંદર પણ નથી મને બતાવો તો ખરા કે મણી જેવી છોકરી છે. કેમ જીવરાજ બોલતા નથી." ત્રીભોવનદાશે જીવરામને ટકોર મારતા કહ્યું"

"ધનસ્યામજી, ત્રીભોવનદાસ કહે છે. તે ખરૂં છે, મને જો ચાચું બોલાવો તો તમારો જગમોહન પણ તેની તેની બરાબર નથી ભાયલા કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી કયાં મહોર અને કયાં અધેલી. તમારા દીકરામાં અને મણીમાં આશમાન જમીનનો ફરક છે." જીવ-રાજના મુખથી મણીની પ્રસંસા સાંભળતાંજ ત્રીભોવનદાશે ડબી ઉઘાડી અંદરથી અફીણ કાઢી જીવરાજને આપ્યું ત્રણે જણા અમલ કસુંબા લીધાથી ઇંગ્લાંડની જાહોજલાલી તેમની દષ્ટિએ ચઢી • આવી અફીણના નીશાથી પુરા અફીણી જીવરાજને ભાન આવ્યું. એકદમ

તેની ચક્ષુઓ ઉઘડી ગઇ. અને ઘનશ્યામના કાનની અંદર "ઘનશ્યામ આમ આડી અવળી વાતો ક્યાં સુધી કરીશું. છાશ લેવા જવું ને માંડ પાછળ દોણી રાખવાથી આપાણું કામ થઇ શકવાનું નથી. માટે હલકારે કહી દો. એટલે વાતનો છેડો આવી જાય" જીવરાજની વાત ઘનશ્યામજીને વાજબી લાગવાથી તરત કચ્છના રીવાજ મુજબ ગજવામાંથી સુડી અને સોપારી કાઢી ઘનશ્યામજીએ દરેકને આખી સોપારીનો ચુરો કરી દરેકના મોં ભરાવી દીધાં કચ્છી લોકને સોપારી અને અફીણ મળ્યું એટલે આખી શહેનશાહત મળી. એટલામાં ઘનશ્યામ ટટાર થઇ ગયો કે "બાપા, સુંદર આવ્યો છે" માણીએ ઉદ્દગારો કાઢ્યા કે તેના પ્રત્યુત્તરમાં "તેને હમણાં અંદર આવવા દેશો નહિ" જવાબ મળતાંની સાથે મણી ચાલતી થઇ કે ઘનશ્યામ પુનઃ બોલી ઊઠયો.

"ત્રીભોવનદાસ તમને એક વાત કહેવાની છે. જો તમે માન રાખો તો કહું નહિ તો કંઈ જરૂર નથી" કહી ઘનશ્યામદાસ શાંન્ત થઇ બેસી રહ્યા.

"ભલે આપને જે કહેવું હોય તે કહી દો. માન્ય રાખવા જેવી હશે." તો કંઇ પાછી ઠેલતા નથી. માટે જે કહેવું હોય તે ખુશીથી કહો" ત્રીભોવનદાસે સમજી જવાથી કહ્યું.

"બીજું તો કંઇ નહિ પણ......કહેતાંની સાથે ઘનશ્યામજી અટકી ગયો. આગળ શું બોલવું તેને સુજ્યું નહિ એટલામાં 'અરે! કેમ અટકી જાઓ છો. બોલો હલકારેથી એટલે વાતનો પાયો આવી જાય" ત્રીભોવનદાસની ટકોરથી ઘનશ્યામને હિંમત આવી આથી પુનઃ બોલી ઉઠ્યો......

" ત્રીભોવનદાસ બીજું કંઇ નહિ. પણ તમારી મણીનું લગ્ન મારા જગમોહન સાથે થાયતો બહુ સારી વાત છે. ઘર અને વર બંને વાતનું સુખ છે. પછી આપની મરજી " કહી ઘનસ્યામ પ્રત્યુત્તરની રાહ જોવા લાગ્યો.

" જાઓ ભલા માણસ તમે શું બોલો છો, જરા તો વિચાર કરો કે લગ્નનીજ વાત કાઢો છો. મારી મણી કંઇ વાડ કુદીને નાસી જતી નથી. ખબરદાર! તે સબંધારી વાત કરશો તો તમે તમારી વાત જાણો. આવું હું જાણતો હોત તો ખોલડાની અંદ પણ પેસવા દેત નહિ. પણ શું કરૂં ન્યાતના છો એટલે મારો ઉપાય નથી. બાવાજી નમો નારાયણ કે અચ્ચા તેરે વહાં ધામા " એવીજ રીતે કર્યું. કંઇ દુનીઆનો ખ્યાલ છે કે નહિ " ખોટા આડંબર રાખનાર ત્રીભોવનદાસે ઘનસ્યામજીની ધુળ કાઢી નાંખી. એટલામાં જીવરાજ પુનઃ બોલી ઉઠયો.

" ત્રીભોવનદાસ, આટલા બધા ચીઢીઆ કેમ થઈ જાઓ છો. છોકરીઓ ઉકરડી જેવી સમજવાની ઉકરડી જોઇ સૌ કોઈ કચરો નાંખે છે. તેમ છોકરીઓ હોય તેને લગ્નની વાત કહેવાય છે. કંઈ વાત કરવાથી લઇ તો ગયા નથી ને ? " જીવરાજે ઘનસ્યામનું ઉપરાણું લઇને કહ્યું......

" જાઓ ભલા માણસ હેવાન જેવા છો કે શું ! છોકરીઓ કંઈ રસ્તામાં પડી નથી કે લઇ જાઓ. અમારી ઉકરડીમાં છાંણુ નાંખવા કરતાં તમારા ઉકરડામાં દીવાસળી દઇ સળગાવી મુકો એટલે પાર આવી જાય. "

વ્હાલા સુજ્ઞ વાંચક બંધુ કેટલું બધું છોકરીઓ માટે માન છે.

છોકરીઓ માટે છોકરાઓને દીવાસળી ચાંપનાર સ્વાર્થી માણસોને ધીક્કાર છે. ત્રીભોવનદાસ તારી સ્વાર્થી લાલચોથી છોકરાઓનું સત્યાનાશ કાઢનાર તને સહસ્ત્ર વાર ફીટકાર છે. અસ્તુ.

"આટલા બધા તપી કેમ જાઓ છો. બેટીને રોટી કોઇએ જોર જુલમથી લીધી છે કે અમે લઇ જવાના હતા." જીવરાજે સારૂં લગાડવાને માટે કહ્યું.

"હોવે! હોવે આટલા ચૌદ વરસ ખવરાવી પીવરાવી મોટી કરી છે. તે લઇ જવાને માટે મોટી કરી નથી. મણીને મોટી કરવાને માટે અમારૂં લોહીનું પાણી થઇ ગયું છે, મફત મોટી થઇ નથી. સમજ્યાને" કહી ભવાં ચઢાવી બેશી રહ્યા.

"તેમાં તમે નવાઇ કરી નથી. જણ્યાને જીવાડે અને પરણ્યાને પાળે તેમાં શી નવાઇ કરે છે. ન્યાતના છોકરા ન્યાતમાં નહિ વરે તો કયાં જશે કંઈ બહાર જવાના નથી" જીવરાજે ઠરેલ સ્વભાવ રાખીને જવાબ આપો.

"તમે ઘરડા થયા પણ ગધેડા જેવા રહ્યા કહેવત છે કે" સાઠી ને બુદ્ધી નાઠી, તેમ તમારી બુદ્ધી નષ્ટ થઇ ગઈ છે. સરકાર ઘરડાને ઘેર બેઠાં પગાર આપતો હશે. તે કંઇ સરકાર ગાંડી નથી; એ પણ સમજે છે કે બુદ્ધી વગરના ઘરડાને નોકરી ઉપર રાખીશું તો ઉંધું માર્યા સિવાય રહેશે નહિ. એમ ધારીનેજ નોકરીમાં રાખતા નથી. બીચારા જુવાનીઆને પણ ઘરડા નડે છે. તેથી જુવાનીઆ પ્રભુને શું કહે છે. તે શાંભળ્યું નાં હોય તો શાંભળી લ્યો.

"ઘરડા સઘળા સચડા થયા ઘરમાં પેઠું સાલ
જુવાનીઆ બિચારા કહે છે કે, પ્રભુ ઘરડું ઘરમાંથી કાઢ

ન્યાતમાં જશે કે પરનાતમાં એમાં તમારે શી પંચાત પડી છે. અમારી ખુશીમાં આવશે તેમ કરીશું ત્રીભોવનદાસ કહીને શાન્ત થયો.

"શીવ! શીવ! શીવ! જરા બોલતાં વિચારતો કરો. ન્યાતમાં નહિ આપો તો બીજે ક્યાં આપવાના છો. જીવરાજ શું ખોટું કહે છે" સ્યામદાસે જીવરાજની વાતને ટેકો આપતાં કહ્યું.

"તમને એક વખત કહ્યું કે મારી ખુશીમાં આવશે ત્યાં દઇશ, નાત, નાત શું કરો છો. ન્યાતના ઘરમાં ખાવા ક્યાં છે? ખાવા, તેતો વિચાર કરો, છોકરીઓને ભીખારીને ત્યાં નાખી દુ:ખી કરવી નથી. ન્યાતના છોકરા મારા સાળા ઢેડ ભુખ્યા ડાંસ જેવા થઇ ગયા છે." ભુખી કુતરી બટુલીઆ ખાય તેમ છોકરીને મારે ઝુડે હરેક વાતથી બીચારીને દુ:ખ દે, તે તમને ક્યાં ખબર છે. ગયો તમારા વખતનો જમાનો કે જે વાત કરે તે થઇ જતું. આતો કળીયુગ છે કળીયુગ ચાલુ જમાનામાં નાત, જાત, રૂપ રંગ ક્યાં જોવાય છે. સૌ પોત પોતાને ફાવે તેમ કરે છે. તેમ હું પણ ખુશીમાં આવશે તેમ કરીશ, હાલ્યા! જાઓ જ્યાંથી આવ્યા હોય ત્યાં" ત્રીભોવનદાસે છણકો કરતાં કહ્યું.

"શીવ! શીવ! શીવ, શું સમય આવ્યો છે, નાતના છોકરાં નાતમાં લેવાને માટે કેટલા કાલાવાલા કેટલી ગાળો ખાવી પડે છે, હાય! કળીયુગ તેં બરાબર મનુષ્યોના અંત:કરણની અંદર ઝેર રેડ્યું છે. તેની સાથે ધર્મ ડુબી ગયો. નીતિ નાસ પામી ઠેરઠેર અધર્મી લોકોનાજ યશોગાન ગવાય છે, પ્રભુ! સહાયથા. "જીવરાજે પોતાના મન સાથેજ ઉદ્‌ગારો કાઢ્યા.

"ત્રીભોવનદાસ! તમારો શો વિચાર છે. તે સાચે સાચું કહી દો તમને મારા સમ જુઠું બોલો તો" ધનસ્યામજીએ મુદાની વાત કઢાવવાને કહ્યું.

"સાચેસાચું બોલાવો તો મારે લુહાણાની ન્યાતમાં મારી દીકરી આપવીજ નથી. કોઇ આબરૂદાર હશે. એ પૈસાની પાસે મુડી હશે તેને કન્યા આપીશ. બીજા તો ઉપરથી પવન ખાવાના". ત્રીભોવનદાસ શાંન્ત થયો

"ત્રીભોવનદાસ, તું કંઈ ચસકી તો ગયો નથી ને? આપણી ન્યાતમાં ધનસ્યામ કરતાં પૈસા ટકાથી, આબરૂથી કોણુ ચઢીઆતો છે. તે તો તું જાણે છે. છતાં આટલી બધી માથા ફોડી કરવાનું કારણ શું? જીવરાજે ધનસ્યામની સ્થીતિનું ભાન કરાવતાં કહ્યું.

"પૈસો તેમની પાસે છે તેમાં મારે શું. તેમના છોકરાં બાજરી ખાશે. એમાં મારે શું? અમારા ગામની અંદર નીચને ત્યાં પૈસા છે. એટલે શું થઇ ગયું. પણ વર ક્યાં સારા છે?" ત્રીભોવનદાસે મર્મથી વાત કહી. ત્રીભોવનદાસના વિચાર જમાનાનો ખાધેલો જીવરાજ સમજી ગયો. ત્રીભોવનદાસથી જીવરાજ જાય તેવો નથી. પુનઃ ત્રીભોવનદાસના વિચાર જાણી લઇ ધનસ્યામના કાનની અંદર ફુંક મારતાંજ ધનસ્યામ બોલી ઉઠયો.

"ઓહો! એમાં શું થઇ ગયું. ભલા માણસ મન મેલીને કેમ વાત કરતા નથી. જીવરાજ ભેડો ત્રીભોવનદાસ રૂઠ્યા ફરીઆ કહે છે. તે મને કહો એટલે પાર આવી જાય "હાય! હાય! આ શું કહો છો મારે તો હરામ ખપે. બાપલા! દીકરી રોકડા લઇને મારે શું કરવું છે. હું તો વાતનું ઓઢું દેવા ગયો એટલે મનેજ લઇ પડયા.

દીકરીના દોકડા લઇને મારે મારી કેટલી જીંદગી કાઢવી છે ? તે તો કહો. કહી ત્રીભોવનદાસે વાતનું રૂપ બદલ્યું. પણ બંને જણ છોડે તેવા નહિ હોવાથી તેનેજ જાુવાની માફક ચોંટી રહેવાથી પુનઃ બોલી ઉઠયા.

ત્રીભોવનદાસ. આ વાતમાં કંઇ શરમાવા જેવું નથી. આપણી ન્યાતમાં પ્રથમ ધર્મ મુજબ કંઈ પણ લીધા સિવાય લગ્ન કરતા. પણ ચાલુ જમાનાની અંદર ધર્મ પલાયન થઇ ગયો છે. એટલે કંઇ હરકત નથી" જીવરાજે પોતાના સાથીની વકીલાત કરતાં કહ્યું.

"જીવરાજ તમે બહુ હઠીલા છો. જેને વળગો છો તેને મુકતા નથી મ રો વિચાર પૈસા લેવાનો બીલકુલ નથી. પણ......"

વ્હાલા સુજ્ઞ બંધુ અફસોસ અંતઃકરણની અંદર ઝેર છે. અને અમૃત દેખાડવાથી શું થવાનું છે. અધર્મી પુરૂષો મુખે રામ નામ, હાથમાં માળા ઝાલી રામના ભકત થઇને બેસે છે. પણ તેમનાજ અંતઃકરણની અંદર તાળા સમજવા તે રામભકત નહિ પણ બગભકત જાણવા.

દુનીઆને દેખાડવા મુર્ખ જન, મુખથી રામ ઉચ્ચારતા
ધર્મનો ઢોગ કરી ચરણે માછલાં મારતાં.
બગલા બેસે ભકત થઈ જલની તરફ દષ્ટિ કરી,
માછલું જોઇ કુદી પડે પકડી પાડે અબ ઘડી.
ધર્મ નામે જે ધતીંગ કરી અધર્મ રસ્તે જે જાય છે.
એવા અધર્મી માણસો નર્કના માલીક થાય છે

ખન્નો.

દુનીઆના અંદર શુદ્ધ અંતઃકરણથી પ્રભુનું નામ લેવાથી, પરમાત્માના હુકમ મુજબ ચાલવાથી દેહનું સાર્થક થાય છે. દુનીઆની અંદર સ્વાર્થી લાલચો તેજ આપણા આત્માને દુઃખ કરતા છે.

જે પ્રમાણે પવન દીવાને શાંન્ત કરે છે. બુજાવી નાંખે છે તે પ્રમાણે હજારો ઇંદ્રિ, સેંકડો ચક્રવૃતી રાજાઓને મૃત્યુએ ખાડમાં મીલાવી દીધા છે. તો આપણો શો હિસાબ ચાર દિવસના ચાંદનીના માટે પાપકર્મ નહિ કરતાં નીતિના માર્ગમાં જવું તે આપણું શ્રેય છે અસ્તુ.

"એમાં અટકી પડવાનું કંઇ કારણ નથી. તમારે કેટલા સુધીનો વિચાર છે" જીવરાજે મુદ્દાની વાત પકડતા હું.

"તમારા બંનેની બહુ શરમ આવે છે. માટે હું કંઇ બોલી શકતો નથી. પણ તમારા અતી આગ્રહથી વધારે તો નહિ પણ આંકડા ઉપર ત્રણ મીડાં ચઢાવો એટલે ઠીક પડશે" ત્રીભોવનદાશે પોતાની સ્વાર્થી લાલચ બતાવતા કહ્યું કે ધનસ્યામની છાતીએ ડચુરો બંધાઇ ગયો. મહામુસીબતે પુનઃ બોલી ઊઠયો.

"અરે! ત્રીભોવનદાસ આઠ હજાર તમને આપું તો પછી મારાં બૈરાં છોકરા તેમજ તમારી દીકરી શું ખાય? તેનો વિચાર કર્યો? મારા ખોલડાના માથે આઠ હજાર નળીઆ નથી કે તમને આપું" આથી ત્રીભોવનદાસ બહુ ચીડાઇ ગયો. અને પુનઃ બોલી ઊઠયો.

"ગામમાં ઉતરવાની જગા નથી ને ઉનાં પાણી જોઇએ છે. ઘરમાં ખાવા આટો નથી ને છોકરા મારે વહુઆ લેવા આવ્યા છે. તમારે ત્યાં હોય કે ના હોય એની મારે જરૂર નથી. પણ મારે આઠ હજારની જરૂર છે. પછી તમારાં છોકરાં. બૈરી અને મારી દીકરી બધાએ મળી વાની ખાય તો પણ મારે કયાં જોવા આવવું છે. મારી કંઈ ઇજ્જત લેવા બેઠા છો?"

"બેસને હવે સાળા ઢેડ! ઇજ્જતવાળાનો દીકરો તને ન જોયો હોય તો વળી નાગાને ઇજ્જતશી ખરૂં કહેવા જઇએ છીએ તો એકદમ અપમાન કરવા તૈયાર થાય છે. જરા વિચાર મોં તેવી લપડાક માર પાછળનો વિચાર કર." જીવરાજે ચ્હીડાઇને કહ્યું.

"જુઓ! વિચાર કરીને બોલજો. નહિંતો જોવા જેવું ન થાય. જાઓ બાપલા મારે દીકરી આપવીજ નથી. અને તમારે લેવી નથી "શીર સલામતતો પઘડીઆં બ્હોત" મારી મણીની હયાતી છે તો રૂપીઆજ રૂપીઆછે. સમજ્યાને. ત્રીભોવનદાસે વાતને પતાવી નાંખવા માટે કહ્યુ.:

"જુઓ, ત્રીભોવનદાસ ખોટું લગાડવાનું કંઇ કારણ નથી. આઠ હજારતો નહિ પણ પાંચ હજાર આપીશું" "નાના મારે એક પાઇ પણ જોઇએ નહિ. અને તે સબંધીની વાત મુકો તો સારૂં નહિ તો મારે કામ છે. તેથી ચાલ્યો જઇશ ત્રીભોવનદાસે ધમકી આપતાં કહ્યું.

"ત્રીભોવનદાસ પાંચ હજાર નહિ અને આઠ હજાર નહિ પણ છ હજાર આપીશું. બોલો કેમ ખુશી છે," કહી જીવરાજ શાન્ત થઇને ઊભો રહ્યો.

"સાત હજાર લઇશ. ખુશી હોય તો હા કહો નહિં તો ના કહો એટલે જલ્દીથી પાર આવી જાય" ત્રીભોવનદાશની માગણીથી ઘનસ્યામનું હૃદય ચીરાઈ જવા લાગ્યું. પણ શું કરે ના છલાજે કન્યાની અછતના લીધે ઘનસ્યામજીએ કબુલ કરયું ઘનસ્યામ પણ જગત જીતી ગયો. કારણ કે ઘનસ્યામનો પુત્ર એક પગે અપંગ હોવાથી કોઇ કન્યા આપતું નહિ. તેનજ કન્યા ઉમર લાયક નહિ મળવાથી લુઇ મુઇ ત્રીભોવનદાસને રૂપીઓ અને નાળીએર આપી અડધા રૂપીઆ ગણી લઇ બાકીના લગ્ન વખતે આપવાનો ઠરાવ કરી શાંન્ત થઇને બેઠા હતા. એટલામાં "બાપા! રસોઇ તૈયાર થઇ છે" મણીના મુખમાંથી ઉદ્દગારો નીકળતાંજ ત્રણે જણ રસોઇડામાં ચાલતા થયા, પાછળથી મણી કંઈ લેવાને માટે આવેલી હોવાથી રૂપીઆની પંચાત થતી હતી. તે તેણે સાંભળવાથી પાછળ રહેલી મણીએ "મારી સાત હજારની કિંમત થઇ હવે મારા બાપાને ડબા વવાની મજા પડશે." ઉદ્દગારો કાઢી રવાના થઇ ગઇ.



## પ્રકરણ ૧૪ મું.

### પિશાચના દેહનો અંત આવ્યો.



જે પ્રમાણે નાની વાંછરડીનાં શીંધડાં ન્હાનાં હોય છે. અને જેમજેમ મોટી થતી જાય છે. તેમ તેમ તે શીંધડાં મોટાં થતાં જાય છે. તે પ્રમાણે જેમ જેમ તમો પાપકર્મ કરતા જશો તેમ તેમ તમારા પાપો ભરાઈ જશે અને ભરાયેલા પાપો શું નથી કરી શકતાં ઉંચા હોદ્દાવાળા વિદ્વાન માણસો કે શુરવીર કે જેમનો સ્વભાવ અસલ છે. ઉતમનાં ઉતમ પુરૂષોને પણ પાપરૂપી પીશાચ તણખલાની બરાબરી કરી નાખે છે તે આપણી ચક્ષુથી જોયું છે. છતાં પાપકર્મ કરતાં તમારા હૃદયમાં પ્રભુનો કેમ ખ્યાલ થતો નથી. જેટલું તમને સુખ તેટલુંજ દુઃખ છે. માટે સુખને દુઃખ સમજી બરાબર રહેવાથીજ આપણા ઉપર ખોટા વિચારો અમલ કરશે નહિ. સુખ આપણા દેહને નદીમાં નાંખનાર પીશાચ છે. અઘોર કૃત્ય કરવાથી જે સુખ મળે છે. તે અંગારાની માફક આપણા અંતઃકરણ બાળે છે. માટે તેવાસુખનો હંમેશાં ત્યાગ કરવો જોઇએ. અસ્તુઃ

મધ્યાન કાળનો સમય છે. ભાનુ સુર્યનારાયણના કિરણો સીધ્ધાં જમીનની અંદર પેસી જતાં જણાય છે. સુર્યના અતિશય તાપથી પ્રાણી માત્ર પોતાના સ્થાનમાં બેસી રહેલાં આપણી દૃષ્ટિએ

જણાય છે. તેવા સમયમાં એક પુરૂષ પોતાના મકાન તરફ જતો આપણી દ્રષ્ટીએ પડે છે. વ્હાલા વાંચક તે પુરૂષ કોણ હશે. તે આપણે જોઇએ. જુઓ પોતાના મુખ ઉપર પરસેવો થવાથી હસ્ત રૂમાલથી લુછતો પુરૂષ એક મકાન આગળ આવી ઊભો રહયો ગજવામાંથી કુંચી કાઢતાની સાથે તાળાને ઊઘેડી અંદર પેઠો કે તેની દ્રષ્ટીએ એક પેટી જણાતાંજ ત્યાંજ ઠરી ગયો. પેટીને હાથ લગાડયા સિવાય ચારે બાજુએ તપાસ કરી પાછો બહાર આવ્યો નીચે જમીન ઉપર દ્રષ્ટી કરતાં કોઇના પગલાં નહિ જોવાથી નવાઇત થઇ ગયો. અંતઃકરણની અંદર આનંદ તેમજ વ્હેમ આવવાથી વિચારમાં પડી જતો. પાછો તેને વિચાર થઇ આવવાથી બહાર નીકળ્યો. એક ગોળ બાંધેલા મકાન પાસે આવી ચાવી ફેરવતાં અવાજ થયો કે એક લાંબુ બંને બાજુથી ચપટું એવું એક યંત્ર હાથમાં લઇ નીચે પ્રમાણે પુન બોલવા લાગ્યા.

"આપ કોણ છો? પ્રશ્ન કર્યો કે તેનો પ્રતુતરની તેનેજ ખબર પડવાથી "સાહેબજી" કહીને પોતે નીચે મુજબ કહેવા લાગ્યો.

"દશ દિવસથી ડીસ્ટીકમાં ગએલો તે હું આજે આપની પાસે થઇ મારા મકાન ઉપર આવતા હું તાળું ઊઘાડી અંદર ગયો. એટલામાં એક પેટી મારી દ્રષ્ટીએ પડતાંજ બહાર જઇ તપાસ કરી કે કોઇના પગલાં પડેલા નહિ. હોવાથી મને નવાઇ લાગી સદરહુ પેટીની તપાસ કરતાં અંદરથી દુર્ગંધ નીકળવાથી એમ સમજાય છે કે કોઇ મનુષ્યનું મુડદું પેટીની અંદર બંધ કરેલું હોવું જોઇએ એમ હું ખાત્રીથી કહું છું. પેટી મેં ખોલી નથી. જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં રહેવા દઇ આપ

સાહેબને ટેલીફોનથી ખબર આપી છે. મારૂં નામ શાંન્તીલાલ છે. પટા નંબર ૧૪ નો સીપાઇ.

વ્હાલા વાંચક મકાનની અંદર પેસનાર જેના મકાનની અંદર પેટી હતી. તે મકાન શાન્તીલાલનું હતું. શાન્તીલાલ પોલીશનો સીપાઈ હતો. શાન્તીલાલ બાહોશ અકલ બાજ દીર્ઘ દ્રષ્ટીવાળો ગુન્હેગારને પકડનાર કાબેલ સીપાઇ હતો. શાન્તીલાલે પોતાના ઉપરી અધીકારી ઇન્સ્પેક્ટરને ખબર આપી હતી. વ્હાલા વાંચક તે પેટી આપણી ખ્યાલ બહાર નહિ હોય. તે પેટી બીજી નહિ. પણ પીસાચ રમણીકના મૃત દેહથી ભરેલી પેટી હતી. શાન્તીલાલ પેટીની પાસે બેસી વિચાર કરે છે. એવામાં બે સીપાઇ સાથે ઇન્સ્પેક્ટર શાન્તીલાલના મકાન આગળ આવ્યા ઇન્સ્પેક્ટરને જોતાંજ શાન્તીલાલે સલામ કરી કે " પેટી ક્યાં છે ? પ્રશ્ન કર્યો.

" સાહેબ ! આ સામે પડી તેજ છે. શાન્તીલાલે જવાબ આપ્યો. શાન્તીલાલનો જવાબ સાંભળતાંજ ઇન્સ્પેક્ટરે સિપાઇને પંચના માણસો બોલાવવાનું કહ્યું. ઇન્સ્પેક્ટર સાહેબનો હુકમ સાંભળતાંની સાથે પાંચ માણુસોને લઇને સિપાઇઓ આવ્યાં. પંચની રૂબરૂ પેટીનું તાળું તોડી નાંખી અંદરથી મૃતદેહના અવ્યય બહાર કાઢ્યા. મૃત દેહના મુંખ ઉપર મુછ નીકળેલી હોવાથી કોઈ પુરૂષનું ખુન થયું છે. તે કુદરત તરફથી સાબીતી મળતી હતી. ઇન્સ્પેટર મુડદાને તપાસી રહ્યા છે. એટલામાં શાંન્તીલાલ પુનઃ બોલી ઉઠો.

"સાહેબ; આ ખુન તરતનું નથી. પણ બે ત્રણ માસનું ખુન છે." શાંતીલાલે તપાસ કરતાં કહ્યું.

"શાંતીલાલ તમે શા ઉપરથી કહ્યું ? ઇન્સ્પેક્ટરે પ્રશ્ન કર્યો.

"સાહેબ આ ખુન કરનાર હું નથી, તેમજ આ ખુન થયું વખતે હું તેની પાસે પણ હતો નહિ પણ પોલીશ સિપાઇ કે તપાસથી સાબીતી કરે છે. તે હું બતાવું છું. જુઓ મુડદાના અવ ફુલી ગયાં છે. ચામડી દુર્ગંધ મારી રહી છે. મુડદાને હસ્ત અડાડ ઉપરની કોહાઇ ચામડી હાથે વળગી આવવાથી હું કહું છું કે આ ખુન તરતનું થયેલું નથી." શાંન્તીલાલના જવાબથી ઇન્સ્પેકટર તે વિચાર શક્તિને ધન્યવાદ આપવા લાગ્યો. અને પુનઃ બોલી ઉઠયો.

"શાંન્તીલાલ આ ખુન કરનાર કોણ હશે. તે નકકી થવું જોઇએ ઇન્સ્પેકટર સાહેબના પ્રશ્નથી શાંન્તીલાલ શાંન્ત થઇ ગયો. બારીકીથ તપાસ કરતાં ગળા ઉપર વીંટેલા રૂમાલને છોડી નાંખતાંજ એ હાથની કટાર મુડદાની ગરદનમાં પેડેલી જોઇ બારીકીથી તપા કરવા લાગ્યો. કાગદ્રષ્ટીએ જોનાર શાંન્તીલાલે થોડીકવાર મૈ ધારણ કર્યા પછી "અફસોસ" દુઃખ જનક ઉદ્‌ગારો કાઢયા આથ ઇન્સ્પેકટર તથા પંચના માણસોને કંઇ—બહુન આવ્યો. દરેક વિચારમ પડી ગયા. એટલામાં ઇન્સ્પેકટરે "શાંન્તીલાલ આ ખુન કરનાર કો ચંડાળ પુરુષનુંજ કામ છે." પુનઃ ઉદ્‌ગારો કાઢયા.

"સાહેબ આપની ધ્યાનમાં જે આવ્યું તે ખરૂં પણ મા અંતઃકરણ કબુલ કરતું નથી." કહી શાંન્તીલાલ શાન્ત થયો . .

'ત્યારે શું તે ખુન પુરૂષથી થયું નથી ? ઇન્સ્પેકટરે ચીડાઇ પ્રશ્ન કર્યો. "ના" શાંન્તીલાલે નકારમાંજ જવાબ આપ્યો.

"ઓહો શાંન્તીલાલ મારા મગજ કરતાં તમારૂં મગજ કામ બહુ સારૂં કરી જાણે છે. મારી અક્કલ કરતાં તમારી અક્કલમાં આસમાન જમીનનો ફેર છે. માટે ખોટું નહિ લગાડતાં જે હોય

તે કહી દો. "ઈન્સ્પેકટરે સાર લગાડવાને માટે કહ્યું:

"સાહેબ આ પુરૂષનું ખુન કરનાર પુરૂષ નથી. પણ કેઈ અઘોર કૃત્ય કરનાર સ્ત્રી છે શાંન્તીલાલ શાંન્ત થઇને બેઠો...

"શાંન્તીલાલ આજ સુધી તમે જે કામ કર્યું છે. તેથી અમને બહુ સંતોષ થયો છે. પણ આ ખુનની તપાસ કરવાં તેમજ તમારી અકલ ગુમ થએલી જોઇ હું ઘણો અસતોષ છું. આ ખુન જેવા તેવાથી થયું નથી. પણ કોઈ કાબેલના હસ્તથી થએલું છે. તેથી તપાસ કરતાં કંઇ જણાઈ આવતું નથી. તમે શા ઉપરથી કહો છો કે આ ખુન સ્ત્રીઓ કર્યું છે. ઇન્સ્પેકટરે નિરાશા બતાવતાં કહ્યું.

"સાહેબ આપ માલીક છો. જે ધારો તે ખરૂં. પણ આ મારેલી કટારથી હું કહું છું કે આ ખુન કરનાર સ્ત્રી છે. કારણ કે કુદરત તરફથીજ સ્ત્રીઓના ડાબા હસ્તમાં બળ આપેલું હોય છે. આ કટાર ડાબા હાથથી માર્યો છે. અને તે પોણા ભાગની અંદર પેંઠેલી હોવાથી એમ જણાય છે કે આ કટાર પુરૂષનો મારેલો નથી." કહી શાંન્તીલાલ શાંન્ત થયો.

"શાંન્તીલાલ. કોઇ પુરૂષ આ કટાર આવી ડાબા હાથથી મારે તો પોણા ભાગની કટાર અંદર જઇ શકે કે નહિ. તેની મને શંકા થવાથી પુછ્યું.

"સાહેબ તેમ બની શકતું નથી. પુરૂષનો જમણો હસ્ત કબજામાં આવવાથી પોતાના બચાવ માટે ડાબા હાથથી ઘા કરે છે. પણ પુર્ણ નહિ થતાં ક્રોધના લીધે અડધો થાય છે. અને રાજીખુશીથી કામ કરતાં અડધો પણ થઇ શકતો નથી. તેથી આ કટાર અડધો નહિ પેસતાં પોણા ભાગનો પેઠેલો હોવાથી સ્ત્રીએજ આ ખુન કર્યું છે.

એમ સાબીતી થાય છે" કહી શાંન્તીલાલે મૌન્ય ધારણુ કર્યું.

શાંન્તીલાલના ખુલાશાથી ઇન્સ્પેકટરના મગજની અંદર વાત ઠસી ગઈ. પણ તેને પાછો વ્હેમ પડવાથી "શાન્તીલાલ આ ખુન ક્યાં થએલું છે" પ્રશ્ન કર્યો.

"પોતાના મકાનમાં" શાન્તીલાલે જવાબ આપ્યો.

"શા ઉપરથી તમે આટલું બધું કહો છો. સ્ત્રીઓ કોઇ દિપસ અન્યના ઘરમાં પેસીને આવાં કૃત્ય કરતી નથી. છતાં તમે કહો છો કે આ ખુન તેના ઘરમાં થયેલું છે. તે કેમ માની શકાય.

"સાહેબ, મૃત દેહના ચરણ ઉઘાડા હોવાથી તેમજ તેણે એકલી ઝાકીટ પાટલુન ઉપર પહેરેલી હોવાથી તેથી એમ જણાય છે કે આવી સ્થિતિ થાય છે. તેથી આ ખુન તેના મકાનની અંદર થએલું છે. તે સાબીત થાય છે. સ્ત્રીઓ રાજપાટ, ધન, આબરૂને માટે ખુન કરતી નથી. પણ પોતાની સ્વાર્થી લાલચોથી ખુન કરવા તૈયાર થાય છે. હાલના જમાનામાં શીયળને સાચવવા માટે આવાં કારણો થોડાંજ બને છે. પણ ઘેરેઘેર આવી લાલચોથીજ બનાવ બને છે. અને ત્યારે આવા અઘોર કૃત્ય થાય છે. આ સ્ત્રી તેની પરણેત નથી. પણ રખાત હોવી જોઇએ. તે સિવાય આવું અઘોર કૃત્ય થાયજ નહિ."

શાંન્તીલાલનું મગજ વીદ્યુત વેગથી કામ કરી રહેલું જોઇ ઇન્સ્પેકટર દી મુઢ બની ગયો. બીજો ઉપાય નહિ રહેવાથી મૃતદેહ ઉપરના તમામ વસ્ત્ર ઉતારી લઇ ખીસાં તપાસવા લાગ્યો. ખીસામાંથી તપાસ કરતાં ચીઠ્ઠી મળી આવી. ચીઠ્ઠી જોતાંજ ઇન્સ્પેકટરનું અંતઃકરણ પ્રફુલ્લીત થયું. ચીઠ્ઠીને વાંચી જોતાંની સાથે પ્રફુલ્લીત મુખાર્વીંદ

ફરમાઇ ગયું. આથી ઇન્સ્પેકટરે ખીસામાંથી નીકળેલી ચીઠ્ઠી શાંન્તી-લાલને આપી.

શાંન્તીલાલે એક વખત ચીઠ્ઠી વાંચી રહ્યો કે પાછી બીજી વાર વાંચી જોતાંજ વિચારમાં પડી ગયો. ચીઠ્ઠી ઉપર પુર્ણ વિચાર કરવા લાગ્યો.

વ્હાલા વાંચક શાંન્તીલાલને તો વિચાર કરવાની જરૂર છે. પણ આપણને જરૂર નથી. તે ચીઠ્ઠી લખનાર તેમજ ખુન કરનારનો ખ્યાલ આપણાં મગજની બહાર નથી. પરસને ચીઠ્ઠી જે વખત ત્રીભોવનદાસ બેશુદ્ધ પડેલો હતો. અને તે વખતે મોટરમાં બેઠેલા જુવાન પુરૂષને મળવાને માટે ચીઠ્ઠી લખી હતી. જુવાન પુરૂષ તે બીજો કોઇ નહિ પણ જેનું મૃતદેહ પડયું છે. તે રમણીક હતો. રમણીકનું ખુન કેવી રીતે થયું, અને પરસન બંને પેટીઓ લઇને ત્રીભોવનદાસના મકાનમાં કેવી રીતે આવી તેમજ પેટીઓ આકાશ માર્ગે ગએલી તે આપણે જાણી ગયા છીએ માત્ર શાંન્તીલાલના મકાનમાં કેવી રીતે આવી તે બાબતથી અજાણ્યા છીએ. તે પણ જાણ્યા સિવાય ૨હેવા થવાનો નથી. માટે કોઇ કારણમાં આપણને જાણવા મળશે માટે આ વાતને જલ્દીથી દબાવી દો. કારણ કે આપણે પોલીસના સિપાઇની વચ્ચે ઉભેલા છીએ. આપણી હીલ-ચાલ જાણી લેશે તો આપણી નવલકથાનો સાર આવવાનો નથી.

જુઓ ઇન્સ્પેકટર શું કહે છે. શાંન્તીલાલને વિચાર કરતો જોઇ ઇન્સ્પેકટર બોલી ઉઠયો......

"સાહેબ આ ચીઠ્ઠી ઉપરથી મારી ધારેલી ધારણાઓ સર્વ ધુળમાં મળી જાય છે. આથી એમ જણાય છે કે આ સઇ કરનારનું

નામ પરસન છે તે કોઇના મકાનમાં રહેલી હોય એમ જણાય છે. અને તેના શીયળને સાચવવાને માટે આ મૃતદેહ પડેલું છે. તેને બચાવને માટે ચીઠ્ઠી લખેલી હોય એમ જણાય છે. પણ "અહિં આં કેમ બેઠી છે. એમ કહેવાથી મારો છુટકારો થશે" એ ઉપરથી એમ જણાય છે. આ મૃતદેહ તેનો ધણી નથી. પણ રખાત છે. એમ મને જણાય છે. નહિં તો આ પ્રમાણે લખવાનું શું કારણ છે. પણ આવું ખુન કેવી રીતે થયું. તે કંઇ સમજાતું નથી. પણ પરસનના ઉપર તપાસ કરતાં સર્વ બાબત મળી આવશે. સાહેબ આ ખુનની હું મારી જાતથીજ તપાસ કરીશ શાંન્તીલાલે તેના કપડાં કાતરી લઈ તેની પાસે રાખ્યા, એટલામાં ઇન્સ્પેક્ટર સાહેબે જોઇતી તપાસ કરી મુડદાને બાળવાનો હુકમ આપ્યો ચંડાળોએ રમણીકના મૃતદેહને કેરોસીન છાંટી સળગાવી મુક્યો આવી રીતે રમણીક વ્યભિચારી રમણીકના દેહની દુર દશા થઇ.

ઇન્સ્પેક્ટર શાંન્તીલાલ એક બીજાને સેકહેન્ડ કરી ચાલતા થયા. શાંન્તીલાલ ખુન બાબતના વિચારમાંજ મગ્ન થઇ ગયો

---

# પ્રકરણ ૧૫ મું.



## સુંદરનું હરણ.



કૃષ્ણ પક્ષની કાળી રાત્રી સમસમા ટર કરતી ચાલી જાય છે. મધ્યરાત્રી હોવાથી પ્રાણી માત્ર પોતાના સ્થાનમાં નીદ્રાદેવીને શરણે પડેલાં છે. પહાડ પ્રદેશમાંથી શીઆળવાં હાહા હુહુ કરી નીડરને ભયભીત કરવા માટે અપ શુકનના ધ્વનીથી બોલતાં જણાય છે. હિંસક પક્ષીઓની પાંખોનો ફડફડાટ માણેકની હવેલી ઉપર થયા કરે છે. ઘુવડ પક્ષીઓ તેના મકાન ઉપર બેસી અપશુકન કરતા જણાય છે. આવા સમયમાં માણેક પોતાની પથારીમાં પડી નીઃશ્વાસ નાંખતી પલંગ સાથે પાસા ઘસતી જણાય છે. ઘુવડના બોલવાનો ધ્વની માણેકની કાને પડીને અથડાંતાજ કંપારી છુટી. છાતી ધડકવા લાગી. માણેક ભયથી ડરવા લાગી. ડાબી ચક્ષુનું ફરકવું થતાંજ "હાય! પ્રભુ આ મકાન મને કેમ આજે ખાવા ધાય છે. મારા તન–મનમાં આગ લાગતી હોય એમ જણાય છે. અંતઃકરણ બળીને ખાખ થતું હોય એમ જણાય છે. હૃદય કંપી ઊઠે છે. કાળજું ઉથલપાથલ થઇ જાય છે. હાય! પ્રભુ હવે શું થવા બેઠું છે. પાપનો પગ પેસારો થવાથીજ આમ થાય છે. હાય! પ્રભુ મારા ઉપર કે મારા સંતાનો ઉપર આવતી આફતને ટાળજે. તારા સિવાય મારૂં કોઇ આ જગતની અંદર છેજ નહિ. વ્હાલા પ્રભુ! તમારોજ આશરો" કહી માણેક શાંન્ત થઇ. શાંન્ત થતાંની સાથેજ નીદ્રાદેવીની

કૃપા થતાંની સાથેજ માણેક ધસધસાટ ઉંઘવા લાગી. પાછો કુતરાના ભસવાનો ધ્વની સંભળાયો. કે તુરત ત્રણ આકૃતિઓ શ્યામ વસ્ત્ર પહેરી ત્રીભોવનદાસની હવેલીમાં દાખલ થઈ. મંદ બળતા દીપકોને બુઝાવતી ત્રણ આકૃતિઓ આગળ વધી. જ્યાં આગળ ત્રીભોવનદાસનુ શયન ગૃહ છે. ત્યાં આગળ આવી ઉભી રહી. ચારે બાજુએ દ્રષ્ટિ કરી. પ્રકાશીત દીપક મંદ પાડી દીધો. અને જ્યાં આગળ સુંદર સુતો છે. ત્યાં આગળ આવી. ત્રણે આકૃતિઓ ઉભી રહી કે એમાંથી એકે " એજ ચંડાળણીનો પુત્ર " એટલાજ ઉદગારો નીકળી પડયા.

વ્હાલા વાંચક ત્રણ મનુષ્ય આકૃતિ તે બીજી કોઈ નહિ. પણ વિષય વાસનાથી ભરેલી પરસન હતી. અને તેના સાથના બંને પુરૂષ આકૃતિઓ—પૈકી એક કરણ હતો. અને બીજો પુરૂષ તેનો દોસ્ત રામજી હતો. સુંદરના મુખ ઉપર પરસનની એવી નીગાહ બેસી ગઇ હતી. કે તેનો સમય હોતતો ત્યાંને ત્યાંજ ઠાર કરી દેત. પણ તેનો સમય નહિ હોવાથી પરસન તેના સામે જોઇ ધુરકીઆં કરવા લાગી પુનઃ ક્રોધીત થઇ પોતાના મનમાં ને મનમાં બડબડવા લાગી. હાય! ઓ ચંડાળણીના પુત્ર હું તને જોત જોતામાં હતો ન હતો કરી દઇશ. તારા ભાગ્યનું ફરતું ચક્ર હાલને હાલ ઉથલાવીને ફેંકી દઇશ. તારી ઉછરતી જુવાનીને જોત જોતામાં ઝેરમાં મીલાવી દઇશ. તારા ચંદ્ર સરીખા મુખારવિંદને કાગ શ્વાનની પાસે ચુંથાવીશ. કુતા તુંજ મારા દુઃખનું કારણ છે, તારી ભાગ્યદેવી આજે રૂઠી છે. યમદુતો તારા આત્માને લેવા માટે તૈયાર થયા છે. ચંડાળ! આ તારી છેલ્લી નીદ્રા છે એમ સમજી લેજે. તારો ભાગ્યનો દીપક આજે પુર્ણ રીતે બુજાવવા બેઠો છે

મણી નાનપણથી મારી થઇ પણ ચંડાળ તું મારો થયો નહિ. તેનું ફળ આજેજ ચખાડવાની છું. ફરી પરસન શાંત થઇ કે પાછા તેના વિચાર બદલાયા.

" માણેક ! માણેક, તું મારી શત્રુ છે. તુંજ મારો દુસ્મન છે. તારા લીધેજ હું હાડમાર થઇ છું તારા લીધેજ મારી દુરદશા થઇ છે. પણ ઠીક છે યાદ રાખ તારા ભવિષ્યના સુખનું સત્યાનાશ કાઢનાર પરસન તૈયાર છે. વેરી પરસન વૈર લીધા વીના છોડે તેવી નથી. આ ઝેરી છુરી તારા કાળજાની અંદર પેસી તારા પ્રાણને યમલોકમાં મોકલવાને તૈયાર છે. હું પરસન નથી પણ ઘાસની ગંજીમાં ચીણગારી છું. તારા અંતઃકરણની અંદર લ્હાય મુકનાર અંગાર છું ધારૂં તો આ તારૂં મકાન જોત જોતા સ્મશાન સમાન બનાવી દેવા તૈયાર છું. તારા ભાગ્યચક્રને પલટાવી નાંખનાર હું તારીજ વીધાતા છું. તારા કાળજાં ઉથલાવી નાખનાર એક ભયંકર કારણ છું. માણેક ! તેંજ મારૂં સર્વસ્વ નાશ કર્યું છે."

આ પ્રમાણે પરસન પોતાના મન સાથે બોલી રહી છે. તેવામાં તે બંને પુરૂષો મણીને જગાડી પરસન સમક્ષ લાવીને ઊભી રાખી મણીએ આવીને મારી " દમણાંજ મારી બા જાગતી હતી. માટે સાવચેતથી કામ કરજો નહિ તો મહેનત બરબાદ જશે" ધીમેથી ઉદ્ગારો કાઢયાં.

મણીના વાક્ય ઉપર આધાર રાખી પરસન પુનઃ માણેક પાસે પોતાની લાંબી સ્વાસ કરવીની અંદરથી ડબી કાઢી અંદરથી કંઈ ભસ્મ લઈ માણેકની નાસીકા આગળ ધરતાંજ જોરથી છીંક, આવી.

ચીંક આવતાંની સાથે લાકડાની માફક પડી, આ પ્રમાણે ત્રણે વસ્ત્રધારી મનુષ્યો પોતાના કામમાં લુબ્ધ થએલાં છે. એવામાં "હાય! શું કરૂં એ ત્રણ પંકતીઓ કયા ગઇ" ના ઉદ્દગાર જોરથી નીકળતાંની સાથે સફેદ વસ્ત્ર ધારણ કરેલી પુરુષ આકૃતી બારી ઉપર ચઢતી જણાઇ. વ્હાલા વાંચક તે વેશધારી પુરુષ તે કોણ હશે? તે જાણવાની જીજ્ઞાસા મારા સુજ્ઞ બંધુને તો આ પ્રકરણની અંદર જણાવવામાં આવશે.

ઉપર ચઢતા વેશ ધારી પુરૂષને જોતાંજ પ્રથમ આવેલી એક સ્ત્રી અને બંને પુરૂષો સંતવા લાગ્યા. ત્રણેને સંતાતા અટકાવવાને માટે વેશધારી પુરૂષે હાથના ઇસારાથી સમજાવી દીધાથી ત્રણે મનુષ્યો સમજી ગયા કે આપણી મંડળીનો માણસ હશે એમ ધારી પરસને "કુલીન" નામના પુરુષનું નામ લેતાંજ "હું" પ્રત્યુતર મળતાની સાથે પરસન તેની પાસે દોડી આવી અને પુનઃ બોલી

"કુલીન તું આ દાદરથી નીચે ઉતરી તપાસ રાખ કે કોઇ આવે છે. અને આવે તો અમને ચેતાવી દેજે" પરસનનો હુકમ સાંભળતાંજ આવનાર વેશધારી પુરૂષનું હૃદય ચીરાવવા લાગ્યું ઉદાસ થઇ ગયો. ઊંડો નિશ્વાસ નાંખી. પરસનના હુકમને માન આપી બતાવેલા દાદરથી ઉતરવા લાગ્યો.

વ્હાલા વાંચક વેશધારી પુરુષનું નામ પરસને કુલીન કહ્યું; પણ તેનું નામ શાંન્તિલાલ કે જે પોલીશના સિપાઇના નામથી ઓળખી ગયા તે જ હતો, કેટલી નવાઇની વાત કે પાપકર્મ કરનાર મનુષ્યને માણસ એ ઓળખવાની શકિત નથી તો પછી પરમાત્માને કેવી રીતે ઓળખી શકશે.

તેનો ખ્યાલ વાંચનાર સુગ્ન બંધુઓએ કરવો જોઇએ. પ્રીય વાંચક બંધુ પાપી જનોના ચક્ષુઓ સદાએ બંધ હોય છે. તેની સાથે હૃદય ચક્ષુઓ બંધ હોવાથી પાપકર્મ કરતાં અચકાતાં નથી.

શાંન્તીલાલ ચાલાક શાન્તીલાલ નીચે નહિ ઉતરતાં ઉપર ત્રણે શું કરે છે. તે છુપી રીતે જોવા લાગ્યો. શાન્તીલાલ મનની અંદર સમજી ગયો કે આ અઘોર કૃત્યની કરનારી પરસન હોવી જોઇએ. નહિ તો આવાં સાહસ કાર્ય કરવાને માટે કોઇની હિંમત ચાલવી અશકય છે. ભલે જેમ કરે તેમ કરવાદો. અત્યારે કંઈ બોલવાની જરૂર નથી. આગળ ઉપર જોઇ લેવારો. કહી શાન્તીલાલ ત્રણેની હીલચાલ જોવા લાગ્યો. પ્રથમ સુંદરને ઉર્મીની અંદરની ભસ્મ સુંઘાડતાંની સાથે છીંક આવી બેશુદ્ધ થઇને પડયો કે તરત પરસને સુંદરને મજબુત ચાદરની અંદર ગાંસડો બાંધ્યો. મણી ! પાપી મણીને તેની બીલકુલ દયા આવી નહિ. પણ ઉલટી ચાદરનો છેડો પકડી ગાંસડી મજબુત બંધાવી શું બ્હેનનો પ્રેમ ભાઇ ઉપર હર ! હર ! શંકર તો ચાલુ જમાનાએ તો સત્યાનાશ કાઢી દીધું. ભાંઇભાઇમાં, બ્હેનભાઇમાં, પતિપત્નીમાં કુસંપ થઇ ગયો. એક બીજાનો પ્રેમ પલાયન થઈ ગયો. પ્રેમન ઉપર પાણી ફરી વળ્યું. એક બીજાના કુસંપથી સત્યાનાશ નીકળી ગયું. મનુષ્યોના અંતઃકરણની ઝેરી સર્પની માફક ઝેર ભરાઈ ગયું પ્રભુ હવે તો કુસંપનો નાશ થાય તે સારૂં ? અસ્તુ.

પરસને ગાંસડી બાંધી ચરણની એક લાત મારી ગાંસડીને રેડવી મારી. અફસોસ નીર્દોષ સુંદરના કેવા હાલ થયા છે. સુંદરની દયા એક ઉદરમાં આવેલી મણીને આવી નહિ. પણ કઠોર• હૃદયના

પોલીશના સીપાઇને આવી. અરે હાય પ્રભુ બચાવો ! તારા બાળક ઉપર દયાની વૃષ્ટી વરસાવો" ઉદ્‌ગારો નીકળી પડ્યા કે પરસને "કુલીન" નામથી પોકાર કરતાં શાંન્તીલાલ રામજી ગયો કે મને બોલાવે છે. સમજીને પરસનની પાસે આવીને ઉભો રહ્યો કે "ચાલો ! આપણું કામ થઈ ગયું છે. માટે એટલી સંભાળ રાખીને ચાલજો કે કોઇ ઉઠવા પામે નહિ" પરસનનો હુકમ સાંભળતાની સાથે ત્રણે જણે સુંદરની ગાંસડીને ઉપાડી રવાના થઈ ગયા.

---

# પ્રકરણ ૧૬ મું

## પ્રેમઘેલો માણેક



પ્રભાત થવા આવ્યું છે. પંખીઓના કલારવથી આખું વન ગાજી રહયું છે. માળામાંથી નીકળતાં પક્ષિઓ ચારો ચરવાને માટે ઉડતા જણાય છે. છોકરાઓના રડવાનો અવાજ આપણા કાનની અંદર ચાલ્યો જતો સંભળાય છે. તેવા સમયે માણેકને ભયંકર સ્વપ્નું આવવાથી ભયભીત થઇ સુંદરની પથારીમાં હસ્ત ફેરવતાં પુત્રપ્રેમી માણેકના અંતઃકરણની અંદર ધ્રાસકો પડયો. મકાનની અંદર તપાસ કરતાં સુંદરનો પતો નહિ લાગવાથી તેનું અંતઃકરણ ચીરાઇ જવા લાગ્યું. હૃદયની અંદર પુર્ણ ધ્રાસકો પડતાંની સાથે માણેક પુનઃ બોલી ઊઠી...

"હાય! મારા સુંદર તું કયાં છે. તું કઇ જગોએ છે. તારૂં કયાં ઠેકાણું છે. બેટા સુંદર! મારા દર્શન સિવાય તને બીલકુલ ચેન પડતું નહિ તે અત્યારે તું કયાં હઇશ પ્રીય! બેટા મને બીલકુલ ચેન પડતું નથી. હાય! સુંદર તારૂં ચંદ્ર સરખું મુખ હું કયાં જોઇશ. હાય! બેટા! તારૂં શું થતું હશે સ્વપ્ના તારૂં કહેવું સત્ય છે કોઇ અભાગણી મારા સુંદરને લઇજ ગએલી જણાય છે. પાપી! પરસન તેં બરાબર વેર વાળ્યું મારી ચક્ષુઓને ફોડી ચકચૂર કરી દીધી મારા એકના એક પુત્રને તું કાળના મુખમાં મુકવાને તૈયાર થઈ છે.

આવો સુંદર પુત્ર પ્યારા, સમય બહુ થઇ જાય છે.<br>
જોવા મુખડું ભાઇ તારૂં, જીવ ઘણો મુઝાય છે.

પુત્ર આવો ! મારા વ્હાલા બેટા તમારા દર્શન કરાવો. જેમ સમય જાય છે તેમ મારૂં હૃદય બહુ મુન્જાય છે. સુંદર ! તારા કમળ સરીખા મુખારવીંદને જોવા માટે ઘણી આતુર છું. મારા બળતા અંતઃકરણને ઠંડુ કરવાને માટે પ્રીય બેટા જલ્દી આવો. તમારાં દર્શન દઈ તમારી માતુના પર કૃપા કરો, હાય ! પુનઃ

"દઇ દર્શન તુજ માતને, બળતું હૃદય ઠંડુ કરો.
આવ પુત્ર પ્રેમ પ્યારા, તુજ માત પરે કૃપા કરો.

હાય ! માથી ખફા થનાર પુત્ર એકદમ રિસાઇને કયાં ગયો. તમારા પાપી દુશ્મનોના હાથમાં સપડાતાં મને પોકાર કરીને કેમ બોલાવી નહિ. હાય ! પ્રભુ મારા પુત્રને લઇ જનારની શકતીને ઓછી કેમ ન કરી. તારા રંક બાળકના ઉપર રહેમ નજર કેમ ન રાખી. હાય ! પરદુઃખભંજન મહાન પરમાત્મા મારા સુંદરના દુઃખમાં તમે ભાગ કેમ ન લીધો. હાય ! તમે પણ પાપીઓની સાથે પાપી થઈ મારા પુત્રને ફસાવ્યો છે. મારા સુંદરને તેંજ ભુલભુલવણીમાં નાંખ્યો. તારી ભુલભુલામણીમાં પડનાર મનુષ્યો કદાપી કાળે બહાર નીકળી શકતાં નથી. રાજા હો કે મહારાજા રાણી હો કે દાસી, ધનવાન હો કે ફકીર, સંન્યાશી હો કે ફકીર ગમે તે હો પણ તારી ભુલવણીમાં પડનાર મનુષ્યો બીચારા અંધ થઇને આથડે છે. પણ તેનો માર્ગ જડી શકતો નથી. તારા ભુલભરેલા રસ્તાનો ભોમીયો મળવો મુસ્કેલ છે. ભુલભરેલા માર્ગના બંધ કરેલા ઘરની ચાવી મનુષ્યની પાસે નથી પણ તારા હસ્તમાં રાખેલી છે. હાય ! પ્રભુ એવા તારા ભુલવણીના વીકટ માર્ગમાંથી મારો સુંદર કેવી રીતે નીકળશે. તારા સિવાય મારી પાસે આવવાનો માર્ગ કોને પુછશે.

"ભુલવણીમાં પડેલા સુંદરને રાહ કોણ બતલાવશે ?
ભાગેલા પ્રીય પુત્રને, પ્રભુ કોણ તેડી લાવશે ?

હયે ! પ્રભુ તારા સિવાય પુર્ણ વિયોગી માણેકને તેના પુત્રના દર્શન કરાવવા તારા સિવાય કોઇ સમર્થ નથી. પ્રભુ ! મારા પ્રેમમાં ઘેલા થએલા પુત્રની સહાય કરનાર આ દુનીઆની અંદર કોઇ છેજ નહિ. હાય ! પ્રભુ હું નીરાધાર થઈ ગઈ છું. એક જેનો આધાર હતો તે પણ એકલી મુકીને ચાલતો થયો. મારી ગોદ ખાલી થઇ ગઇ છે. દુનીઆની અંદર પુત્રવાળી તે આજ જોત જોતામાં પુત્ર વિનાની વંઝા થઇ છું. મારા પેટે એક પણ પુત્ર થયો નથી. અને થયો હશે તો તે કાળનો ગ્રાસ થવાને માટેજ જન્મ લીધો હશે. પ્રભુ ! જન્મ આપનાર મારા બાળકના જન્મતા પહેલાં મારા સ્તનમાં દુધ પેદા કર્યું હતું. અનાજ ચાવવાને માટે દયાળુ તેં દાંત આપ્યા છે. તે દયાહીન થઇ મારા પુત્રને સ્વપ્નની માફક બતાવી મારા હસ્તમાંથી ખુંચાવી લીધો. મારી બાંધી મુઠી લાખની તે પુત્રના ખુંચાવી લીધા પછી કાખની થઇ ગઈ છે. મારી ભરેલી ગોદ જોત જોતામાં ખાલી થઈ ગઈ. આવ ! વ્હાલા પુત્ર આવ ! મારી ચક્ષુથી જમીન અને આસમાન જે હું ગોળી સમાન જોતી હતી. પણ આંખની કીકી પલાયન થયાં પછી અંધ થઈ ગઈ છું. મારી દેખાતી ચક્ષુઓ બંધ થઇ ગઇ છે. હાય ! ઓ પ્રભુ સહાય થાઓ. તમારા બાળકને બચાવો. નિરાધાર બાળકને જીવતદાન આપો નીર્દોષ પુત્રના પ્રાણ બચાવો ! પ્રભુ તારેજ આસરો. મારી મીઠી વરખડી ઝેર સમાન થઈ ગઇ. અમૃતની આશાઓ રહેલી નીરાધાર અબળાને ઝેર મળ્યું. સુખની સાણીમાં દુઃખનાજ ભંડારો ભરાયા મારા ભરેલા

ભંડારો ખાલી થઇ ગયા. નિરાધાર અબળાની વહારે ચઢનાર પ્રભુ મારા સુંદરનો પતો મેળવી આપ. તું નીરંજને નીરાકાર છે. તારી દ્રષ્ટીએ તમામ મનુષ્યો દેખાય છે. તો મારો સુંદર કયાં છે. તેની મને ભાળ આપ! વ્હાલા પ્રભુ! તારી રંક દાસી ઉપર કૃપા કરી પુત્રનો સંજોગ કરાવ.

આવ મારા વ્હાલા સુંદર આવ, માથી ખફાયતા તને બીલકુલ દયા આવતી નથી અને એક વખત નહિ જોતાં મારા દર્શન કરવાને માટે આતુર થઇ જતો. પ્રેમનો ઘેલો થઈ જતો. અકળાઈ જતો ગભરાઇ જતો. તે અત્યારે દયાહીન થઇને તું કયાં સંતાયો છે. મારા ઉપરની દયાને ભુલી કયા પાપીની કપટ જાળની અંદર ફસાયો છે. દગો દઇ વિશ્વાસઘાતી કેમ થયો છે. ઉપરનો પ્રેમ ભુલી પ્રેમ હીન બનતાં બીલકુલ તેં વિચાર કર્યો નહિ. તારા વિયોગથી મને શું દુ:ખ થતું હશે તેનો બીલકુલ ખ્યાલ કર્યા સિવાય પ્રેમ ભુલીને કયાં સંતાયો છે. વ્હાલા તું જ્યાં હોય ત્યાંથી આવ! હાય! પ્રભું મારા બાળકને બચાવો. આ પ્રમાણે માણેક બોલી રહી છે. એટલામાં ત્રીભોવનદાશે આવીને પુન: ઉદ્‌ગારો કાઢયા.

'મણી કયાં છે." પ્રશ્ન કર્યો.

"શું! મણી પણ નથી." ગભરાતાં પ્રશ્ન કર્યો.

"ના, તે બીલકુલ દેખાતી નથી." નકારમાં જવાબ આપ્યો.

"હાય! એકને બદલે બે ગયાં. બંને ચક્ષુઓથી અંધ થઇ મારા ભરેલા હસ્તો ખાલી થઈ ગયા. મારી ગોદ તદન ખાલી થઈ ગઇ. હાય! અફસોસ કહેતાંની સાથે માણેક જમીન ઉપર પછડાઇ

હાથ પગ તણાઇ ગયા. ચક્ષુઓના ડોળા ઊંડાં ઉતરી ગયા. જોત જોતામાં માણેક ઠંડીગાર જેવી થઇ ગઇ. વજ્ર જેવા કઠણ હૃદયના ત્રીભોવનનું પણ હૃદય પીગળી ગયું. માણેકને આ પ્રમાણે બેભાન થએલી જોઈ બોલી ઊઠયો.

"નસીબ! નસીબ તારી કળા ન્યારી છે. તારો ખેલ અજબ તરહનો તારો રંગ ન્યારો છે. તારૂં રૂપ બીહામણું છે. તારી જાળમાં ફસેલા પ્રાણીઓ કદાપી કાળે નીકળી શકતા નથી. તારા હસ્તમાં સપડાએલા મનુષ્યોની દુરદશા કરનાર તું પાપી પીસાચછે. તારૂં બદલાતું રૂપ જોઇ ગમે તેવા રણયોદ્ધાને ભયભીત બનાવે છે. નીડર જનોના કાળજાં ઉથલાવી નાંખનાર ચંડાળ છે.

તારા પ્રપંચી ખેલમાં ફસાઇ જતા મનુષ્યોને જોત જોતામાં પાયમાલ કરી મુકે છે. હાય! નસીબ તું રંકનો રાજા, રાજાનો રંક, ધનાઢયનો ફકીર, ફકીરનો અમીર બનાવનાર તુંજ છે. વાંઝયાને પુત્ર આપનાર, પુત્રવંતીને વંઝા બનાવનાર દંપતીમાં કજોડું કરનાર પાપી નસીબ તું છે. સંધ્યાના રંગ જેવી રીતે બદલાય છે તેવા તું રંગ બદલનાર ખેલાડી છે. મદારી એકના બે રૂપીઆ બનાવે છે. પણ પાછળથી ધુળની ધુળ રહેછે તેમ તું પણ જાદુઇ અસર કરનાર જાદુગર છે. વાંઢાને પરણવાના સ્વપ્ન આપી ખુશી કરનાર નસીબ તું છે. સ્વપ્નમાં જોએલી ચીજોને નાબુદ કરનાર તું છે. દુનીઆની સાયબી દેખાડનાર તેમજ પાછી લેનાર તું છે. નીરાધારને આધાર આપનાર આધાર વાળાને નિધાધાર કરનાર તું છે. મનુષ્યોને હસ્તી અશ્વ ગાડી ઘોડા વિગેરે ઉપર બેસાડી સુખ

દેનાર તું છે. અને સુખ ભોગવેલા મનુષ્યોને પગે ચલાવી. જંગલે જંગલે ભટકાવનાર ભીખ મંગાવનાર નસીબ તારોજ પ્રતાપ છે. તારો રંગ પચરંગી છે. ભીન્ન ભીન્ન ભાતના રંગ બતાવી મનુષ્યોને તારી તરફ દોરનાર તું છે. અને તે રંગને બરબાદ કરનાર, નસીબ તું છે. હાય! નસીબ આ પણ તારોજ રંગ છે. તારો ખેલ છે. પ્રભુ સહાય થા. સર્વ પ્રાણી માત્રની જીવનદોરી તારા હસ્તમાં છે. વધારનાર અથવા ઘટાડવાનો હક તારોજ છે. ત્હારા સિવાય કંઇ બની શકતું નથી. આ મકાનની અંદર ઉભરાઇ જતા મનુષ્યો ને જોતાં અંતઃકરણ ખુશ થઇ જતું. તેજ મકાન આજ સ્મશાન સમાન લાગે છે. પીંજરની અંદર પુરાએલા પક્ષીથી શોભીત જણાતું પીંજર ખાલી બીહામણું દેખાય છે. પ્રભુ તારી લીલાનો પાર નથી. હાય! પ્રભુ! અફસોસ દુઃખના વાદળો એક પછી એક એમ ઘેરાયલાં જણાય છે. દુઃખના પહાડો મારા શીર ઉપર પડતા જણાય છે. દુઃખના શીખરો મારી તરફ ક્રોધની દ્રષ્ટિએ જોતા જણાય છે. આ સર્વ મકાન તથા સુખની સાયબીઓ ખાવાને ધાય છે. સ્તંભ દિવાલો વિગેરે વેરની વસુલાત લેવાને તૈયાર થઈ ગયા છે. આખો ઓરડો ફરતો જણાય છે. હાય! પ્રભુ બચાવો: આ ફાની દુનીઆમાંથી આપના ગુન્હેગારને આપના દરબારમાં બોલાવો. હાય! પ્રભુ તારીજ મદદ. તારોજ આધાર' કહી ત્રીભોવનદાસ શાંન્ત થયો. માણેકનું શીર ખોળામાં લઇ. નીચે પ્રમાણે દુઃખોદ્‌ગાર કાઢવા લાગ્યો.

"હાય! પ્રેમ તું પણ અજબ તમાસો દેખાડનાર એક છે. શુદ્ધ અને સાચા દીલની અંદર તારો સીન ગોઠવી દીધેલો જણાય છે.

પડદારૂપી મનને સંતાડનાર તનને દોરનાર પ્રેમ તારી ખુબી ન્યારી છે, એકીરની માફક એક વખત મન લોભાવી જનાર પ્રેમ તારો ખેલ અજબ છે. તારા ગુંચવાયલા સીનની અંદર પુર દમામથી તારો પાઠ ભજવ્યા કરે છે. અને શુદ્ધ અંતઃકરણ વાળા મનુષ્યોને દોરનાર તારો રંગ ન્યારો છે. વાહઃ "પ્રેમ! વાહ, તારોજ બધો પ્રતાપ છે" કહી ત્રીભોવનદાસ શાંન્ત થઈ માણેકને શુદ્ધીમાં લાવવાના ઉપાય કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૭ મું

### શાંન્તીલાલ સપડાયો.



મધ્ય રાત્રીનો સમય છે. સર્વ ઠેકાણે સુન્ય સુનાકાર થઇ ગયું છે. શીઆળવાં કુકાકુકુ કરી નીડરને ભયભીત પમાડે તેવો ધ્વની કરી રહયાં છે. એટલામાં બંને સ્યામ વસ્ત્ર ધારી પુરૂષો આવતા જણાય છે. થોડેક ચાલ્યા પછી પોતાની નીર્ણય કરેલી જગાએ આવીને ઉભા રહેતાંજ "એજ મકાન" એક પુરૂષ પંકતીએ ઉદ્‌ગારો કાઢયા કે ત્યાંજ ઉભા રહયા તે મકાનની અંદર દશબાર માણસો વારા ફરતી બોલતા જણાય છે. મકાનની અંદર બળતા દીપકોએ આખા મકાનમાં પોતાનું તેજ પ્રસારી દીધેલું જણાય છે. બહાર ઉભેલી પંકતીઓએ બહારથી જંજીર ઠોકી તેનો અવાજ ઉપર જતાંની સાથે પરસન ચમકી પોતાના નોકરને નીચે મોકલ્યો દ્વાર ઉઘાડી. આવેલા બંને પુરૂષોને લઇ પરસનની સમક્ષ આવી ઉભો રહયો. નવા ગ્રાહકોને જોતાંજ પરસન પુનઃ પરસન થઇ ગઇ અને આવેલા બંને પુરૂષોને "કેમ અત્યારે ક્યાંથી આવો છો" પ્રશ્ન કર્યો.

"અમે બંને જણ કુલીનના મ્હેમાનો છીએ. તેમના ઘેર ઉતરેલા છીએ. તેમના મકાનની અંદર નીદ્રા નહિ આવવથી અમને અહીંઆં મોકલેલાછે." આવેલા નવા ગ્રાહકે જવાબ આપતાં કહ્યું.

" કુલીન કેમ આવ્યા નહિ. અને તમે આવ્યા છો તો અમારા શીર ઉપર છો. પણ આમ સ્યામ વસ્ત્ર ધારણ કરવાની શી જરૂર

છે ? પરસનને કંઇ વ્હેમ આવવાથી કહ્યું. " કુલીનની તબીયત સારી નથી. તેથી તેઓ આવી શકયા નથી. અમોએ શ્યામ વસ્ત્ર પહેરેલાં છે. એનું કારણ માત્ર એજ છે કે રાત્રીના વખતમાં અમોને કોઈ ઓળખી શકે નહિ. કદાચ કોઇ માણુસ ઓળખી જાયતો. પછી કોઇ અમારા ગામના માણુસોને કદાચ વાત કરે તો એમાં બહુ ખોટું જણાય. તેથી અમોએ આ વસ્ત્રો પરિધાન કરેલાં છે. અને અમારા માટે આપને શંકા આવતી હોયતો આપને તકલીફ આપી તે માટે માફ કરશો. અને આટલી દશની નોટ સ્વીકારશો. અમે હવે રજા લઇશું." બે પુરૂષોમાંથી એકે લાલચ આપતાની સાથે રજા માંગતા કહ્યું.

આ પ્રમાણે કહી બંને જણો ઉભા થઇ ચાલવા લાગ્યા. બને પુરૂષોને જતા જોઈ પરસન એકદમ ઉભી થઇ. બોલનાર પુરૂષનો હસ્ત પકડયો. અને પુનઃ બોલી ઉઠી.

" મહેરબાન સાહેબ આમ રિસાઇને જવું તે આપને ઘટીત નથી. અને આવેલા અતિથીઓને જવા દેવાની મારી ફરજ નથી. ભલે કુલીન નથી આવ્યા, તે શું થઈ ગયું. અમારે તો તમે આવ્યા તે કૂલીન આવ્યા છે. એમ સમજીએ છીએ. સાહેબજી આપતો અમારા માલીક છો. આપ જ્યારે રિસાઇને જશો તો અમારૂં ગુજરાન કેવી રીતે થશે. મનના માલીક પોતેજ છો. અમારા શીર તાજ, અમારૂં તન, મન. ધન તમોને સમજીએ છીએ. આપને મેં જે પુછ્યું તેની અમને માફી આપશો. અને જે શીક્ષા કરવી હોય તે કરીલો." પરસને પોતાનો વેસ્યાનો પાઠ ભજવતાં કહ્યું.

"જેને ત્યાં માન નથી. જે ભોજનના અંદર નીમક નથી. જે જાનની અંદર વર નથી, તે જાનમાં જવું તે વિચાર કરવા જેવું છે. આપ વેસ્યા છો. આપનામાં મોહપાસામાં નાંખી પુરૂષોના મન હરિ લેવાની તરકીબ બરાબર હોવી જોઇએ. પણ તે પ્રમાણે તમારી પાસે માન. સનમાન તો છે નહિ. તો પછી અમારે રહેવાની શી જરૂર છે, કહેવાની સાથે બોલનાર પુરૂષને ગુસ્સો ચઢી આવ્યો અને પુન: બોલી ઉઠયો. "શું! અમે ચોર છીએ? લુચ્ચા છીએ કે અમોને તમોએ ટોકયા. અમો અમારી ખુશીમાં આવશે તેવા વસ્ત્ર પરિધાન કરીશું તેની તમને શી પંચાત છે. તમારે તમારા કામની જરૂર છે. કંઇ વસ્ત્રની જરૂર નથી.? સાંભળ્યુંને" આ પ્રમાણે બોલતો જોઈ તેની સાથે આવનાર પુરૂષ તથા બીજા પુરૂષો નવાઇ પામવા લાગ્યા અને સર્વ જણુ તેના મોં સામે જોઇનેજ બેસી રહ્યાં વ્હાલા વાંચક બંને પુરૂષને તમો ઓળખતા હશો. પણ તમારી ધ્યાન બહાર હોય તો તે બંને પુરૂષ બીજા કોઇ નહિ. પણ તે શાંન્તીલાલ બહાદુર હતો. અને બીજો પુરૂષ તે બીજો કોઇ નહિ પણ ઇન્સ્પેકટર સાહેબ પોતેજ હતા. તેઓ બંને કાબેલ પુરૂષોએ વીલાસ ભુવનમાં આવવા માટે કુલીનને પોલીશના કબજામાં સોંપી દઈ જે ચીઠ્ઠી બતાવી હતી તે ચીઠ્ઠી કુલીન પાસેથી લખાવી લીધી હતી. શાંન્તીલાલે કુલીનના ઉપર આટલો બધો કબજો કરવાનું કારણ એજ કે જે વખતે સુંદરનું હરણ થયું તે વખતે શાંન્તીલાલને આપણે કુલીનના નામથી ઓળખ્યો છે તે ઉપરથી શાંન્તીલાલે પોતાની અક્કલ મુજબ કુલીન આ વેસ્યા સ્ત્રીનો માણસ હશે એમ સમજીને તેને કબજે કર્યો હતો. અને તેને કબજે કર્યા સિવાય તેમનાથી વિલાસભુવનની અંદર આવી શકાય તેમ નહિ

હોવાથી તેમણે યુક્તી રચી હતી. વેશ્યા સ્રી પરસનની હકીકત જાણવા માટે આ બને પોલીશ અમલદારો આવ્યા હતા. અને હવે પછી શું થાય છે. તે આપણે જોઇએ..............

" શેઠજી મારે તમારી જરૂર નથી. તમને બોલાવવા આવી ન હતી કે પત્ર પણ લખ્યો ન હતો. હું બોલાવવા આવી નથી. છતાં આટલો બધો મિજાજ કોના ઉપર કરો છો. ખબરદાર! આ મકાન તમારૂં નથી. પણ પરસનનું વિલાશ ભુવન છે. તો કંઈ પણ અક્ષર બોલ્યા તો એમ સમજો કે મારા માણસની સાથે ગીરફતાર થશો. અને તમને બંધન કરવામાં આવશે. જાઓ તમારી કંઇ પણ જરૂર નથી. " પરસને ક્રોધીત થઇને જવાબ આપ્યો....

" પરસન તમારી ધમકીથી હું કંઇ ડરી જવાનો નથી. જરા ખ્યાલ કરો કે પેલા છોકરાનું હરણ કરવાને માટે મેંજ મદદ કરી હતી. માટે કહો હવે કયાં જવાના છો કેમ! પરસન પોલીશને બોલાવું " શાંન્તીલાલના વાકયોથી પરસન પત્થરની માફક જ્યાં ઊભી હતી. ત્યાંજ ઉભી રહી. હવે શું કરવું તેનો વિચાર કરવા લાગી. પણ કંઇ નક્કી વિચાર થઈ આવવાથી એકદમ ત્રણ તાળી પાડતાંની સાથે બેઠેલા પુરૂષોએ શાંન્તીલાલને અને ઇન્સ્પેક્ટરને પકડી લીધા. મજબુત દોરડાથી બાંધી દઇ એક કોટડીમાં રવાના કરી દીધા.

# પ્રકરણ ૧૮ મું



## રંગ બદલાયો.



લાશ ભુવન તે વિલાશ ભુવનજ હતું. વિલાશીઓના ઝાંઝવાના સુખ જેવા સુખને માટે બનોવ્યું હતું આ વિલાશ ભુવન વિલાશી નામની વેશ્યાનું મકાન હતું. ચીતરોડા ગામની અંદર વિલાશી બહુ પ્રખ્યાત હતી. તેની સોબતે ચઢનાર મનુષ્ય કદાપી કાળે બચતો નહિ. વિલાસીએ કેટલાક ધનવાન સદગૃહસ્થોને ભીખારી બનાવ્યા હતા. વિલાશી હાવભાવ અને કટાક્ષથી ભરેલી છે. તેના ચટકા મટકાને ભપકાથી મુર્ખ મનુષ્યો વિલાશીના વિલાશ ભુવનમાં પડયા રહેતા હતા. વિલાશી જેની પાસે દામ તેનેજ કરતી સલામ બીજાના સામે પણ જોતી નહિ. દરિદ્રી થયા પછી વિલાસી તેને અપમાન કરી કાઢી મુકતી હતી. તેનામાં ફસેલા મનુષ્યોને તદન પાયમાલ કરતી હતી. અને જેને વળગતી તેને જળોની માફક વળગી રહેતી. તેનેજ પોતાનો ભરથાર બનાવતી અને સમય આવે ત્યારે પોતાના પૈસા આપીને પણ કામ કાઢી લેતી અને વખતે માર ખાવાની જરૂર પડે તો પણ બીલકુલ પાછી પાની કરતી નહિ. આથી જેટલા તેને ત્યાં જનારા પુરૂષો હતા. તેટલાને વિલાસી ઉપર ભરુસો હતો. વિલાશી પોતાની સ્ત્રી છે તેમ તે સમજતા હતા. પણ હૃદય ચક્ષુથી અંધ થએલા પુરૂષો તેનો પ્રપંચ જાણી શકતા નહિ. તે પતંગીઆની માફક વિલાશીની ઉપર પ્રાણની આહુતી આપતા પણ.

" રાજા કીસકે ગોઠીએ, જોગી કીસકે મહંત.
વેસ્યા કીસકી સ્ત્રી, કોણ વેસ્યાકા કંથ."

રાજા કોનો ગોઠીઓ થાય, અને જોગી કોનો મહંત થાય છે. અને વેસ્યા કોની સ્ત્રી થાય છે. તે બીલકુલ સમજતા નથી. પણ સાંભળો.

" રાજા ગરથકે ગોઠીએ, જોગી ધુણીકે મહંત.
વેસ્યા જરકી સ્ત્રી, જર વેસ્યાકા કંથ."

રાજા, ગરથના ગોઠીઆ થાય છે. અને જોગી ધુણીનાજ મહંત હોય છે. વેસ્યા જરનીજ સ્ત્રી થાય છે. વેસ્યા પુરૂષની સ્ત્રી થતી નથી. પણ તેનો કંથ પૈસોજ હોય છે. જેની પાસે પૈસા છે. તેનીજ સ્ત્રી થઇને રહે છે. બાકી અપમાન કરી કાઢી મુકે છે.

એક ચાટની અંદર હજારો શ્વાન ખાય છે. તેમ વેસ્યા રૂપી ચાટ તેની અંદર ભોગવિલાશ ભોગવનાર શ્વાન રૂપી મનુષ્યો તે એક કાયાની અંદર પોતાનું તન–મન–ધન ગુમાવે છે. કૌવચના ફાફડા, ધનુશના ફુલ રળીઆમણા મનોહર હોય છે. અને તેનો ઊપયોગ કરવાથી શરીરને નુકશાન લાગે છે. તેમ વીષય વાસનાથી ભરપૂર વેસ્યાના સેવનથી ખરાબી થાય છે. વેસ્યા હજારો વેશની બદલનારી પીસાચીની છે. અને તેને અડકવાથી નર્કના અધીકારી અપવિત્ર થવાય છે. તો ભોગ વિલાશથી નર્કમાં કેમ નહિ પડાય? બરાબર વેસ્યાની પાસે જનાર મનુષ્યો નર્ક કુંડમાંજ પડવાના, વિલાસીની વૃદ્ધા અવસ્થાને લીધે તેના ગાત્રો તેની નસો ઢીલી થઇ હતી. તેથી

તેને ત્યાં ગ્રાહક એક પછી એક એમ ઓછા થવાથી વિલાશીને ફીકર પેસવાથી તેના કર્મ સંજોગે પરસન મણી આવવાથી પાછો ધમધોકાર નર્કમાં પડવાનો વેપાર ચાલવા લાગ્યો. પરસન વીલાશી કરતાં સવાઇ હતી. અને તેના આવ્યા પછી કેટલાક શ્વાસરૂપી મનુષ્યો તેના દાસ થઇને રહ્યા હતા. પરસનની કેળવણી પામેલી મણી પરસનની પાસેને પાસેજ રહેતી, મણીને પણ ભવિષ્યની અંદર હજારો પુરૂષ બનાવવાની ઉત્કંઠાને લીધે પરસન અભીમાની થઇ ગઇ હતી. કોઇનો તુંકારો તેનાથી સહન થતો નહિ. અને તુંકારો કરનારને રાક્ષસી રૂપ પરસન ઘાત કર્યા સિવાય રહેતી નહિ. પરસન જેની વાસનાથી ભુખી હતી. તેવી વાસના બરાબર મળવાથી ચારે બાજુથી ફાલી ફુલીને રાજાની માફક થઇ હતી.

આ વખતે બપોર હોવાથી સર્વ લોકો પોત પોતાના મકાન તરફ ગયા હતા. માત્ર પરસન અને મણી બંને વાર્તા લાપ કરતાં બેઠાં હતા, પરસનની પાસે એક રૂપાની મુઠનો કટાર પડ્યો હતો. તે તે કટારને પરસન કોઇ કાળે હસ્તમાંથી છોડતી ન હતી, પરસનને કંઇ વિચાર થઇ આવવાથી " મણી મારી સાથે ચાલ " ઉદ્‌ગારો કાઢી બેઠી થઇ. અને આગળ પરસન પાછળ મણી પુર વેગથી એક કોટડી પાસે આવી ઉભા રહ્યા. એવામાં " સુંદર ગભરાઇશ નહિ. સાચાનો બેલી રામ " સુંદરને કોઇ ઉદેશીને કહેતું હોય એવો અવાજ આવવાથ પરસન ચમકી પુનઃ ક્રોધીત થઇ કોટડીના દ્વાર ઊઘાડી નાંખી પાછા બંધ કર અંદર દાખલ થઇ. ગુપ્ત ફાનસની કળ દબાવતાંજ તેજ પથરાઇ ગયું. સોળ સતર વર્ષનો જુવાન પુરૂષ સુંદરના હસ્તમ લોઢાની સાંકળો નાંખ

દીધી હતી બે દિવસના ઉપવાશથી તેનું મુખાર્વીંદ નીસ્તેજ જણાતું હતું. પેટની અંદર ભુખને લીધે ખાડા પડી ગયા હતા. એકંદરે સુંદરની કંગાલીયત સ્થીતિ જોનાર પુરૂષ ગમે તેવો કટોર હશે તો પણ દયા ખાધા સિવાય રહેશે નહિ. પણ વીષયાંધ પરસનને તેની બીલકુલ દયા હતી નહિ. વીજળીની માફક ઊન્તસ થતાંની સાથે સુંદર ઝબકયો. અને જુવે છે તો પરસનને પોતાની તરફ આવતાં જોઈ ચક્ષુઓ બંધ કરી તેની સામે નીડર થઇ ઉભો રહયો. પરસને આવતાની સાથે પુનઃ ઉદગારો કાઢયા. "છોકરા! તું કોની સાથે વાત કરતો હતો. પરસને પ્રશ્ન કર્યો.

"ચંડાવણી, એમ તુ સમજીશ નહિ કે આ અંધકાર કોટડી ખાલી છે. પણ કોટડી ખાલી નથી. પણ નીરંજન નીરાકારનો વાસ છે. અને તે નીરાધારનો આધારછે. પરદુઃખ ભંજન કરણહાર કિરતાર નીરાધારની મદદ કરનાર સર્વ શકિતમાન પ્રભુ તૈયાર છે.

પરસનને ધર્મની બાબતથી કહ્યું...

"છોકરા! આ વિલાશ ભુવનની અંધકાર કોટડીની અંદર તારા જેવા મુર્ખ મનુષ્યોજ આવી શકે છે. બીજા કોઇની હિંમત નથી કે વિલાશ ભુવન સામે દ્રષ્ટી કરી શકે ચાલ છોકરા તું મને શો જવાબ આપે છે. બોલ તારે તારી માતુશ્રીને અહીઆં લાવવી છે કે નહિ. તેનો મને જલદી જવાબ આપ કહી પરસન આમતેમ એક અભીમાની શકતી માફક ફરવા લાગી એટલામાં સુંદર પુનઃ બોલી ઉઠયો.

"સુપકર ! ચંડાળણી બોલતાં વિચાર કર એક પતિવ્રતા સ્ત્રીને તારા મકાનની અંદર લાવવાથી પોતાના વ્રતનો ભંગ થાય છે. તારૂં પાપી મુખ જોવાથી પાપ થાય છે. તો તારી પાસે રહેવાથી નર્કનાં અધિકારી કેમ ન થવાય મારી પવિત્ર માતુશ્રીનું તારા અપવિત્ર મકાનની અંદર નામ લઇશ નહિ." સુંદરે પરસનને જવાબ આપતાં કહ્યું.

"નાહાન છોકરા ! પવિત્ર અને અપવિત્ર શું ચીજ છે. તે હું સમજતી નથી.

"કુલટા: પવિત્ર તે પરમાત્માનું નામ છે. અને તેજ નામથી મનુષ્યો પરમાત્માના ભક્ત થાય છે. પવિત્ર રહેવાથીજ માન આબરૂ સચવાય છે. પવિત્ર રહેવાથી સ્વર્ગના ઉતમ સુખો ભોગવાય છે. અને અપવિત્રથી તનનો, મનનો, ધનનો નાસ થાય છે, અપવિત્ર રહેનાર પ્રાણી માત્ર નર્કનો અધીકારી બને છે. અને રૌ રૌ નર્કનો અધીકારી થઇ નર્કકુંડમાં પડે છે, ચંડાળણી પવિત્ર તેજ ખરૂં સુખ છે. અને હર હંમેશાં પવિત્ર રહે છે, તેજ હરરોજ સુખી રહે છે. અને તારા જેવા પાપી સદાએ દુ:ખી છે" સુંદરે ધર્મ શાસ્ત્ર મુજબ જવાબ આપ્યો

"અંત્ર છોકરા ! જે સુખ તારા મકાનની અંદર નથી તે સુખ વિલાસ ભુવનમાં છે. તારા સ્વપ્નાની અંદર તેં સુખ નહિં ભોગવ્યું હોય તે સુખ અહિંઆ મળશે. જો આ દુનીઆની અંદર મારા જેટલી આયખી વાળી સ્ત્રી સુખી કોણ છે. ભોગવિલાસ ખાવું પીવું મોજ મજા દરેક સુખના સાધનો અહિંઆ વિલાસીના ભુવનમાંજ મળે છે. આ માટે દુ:ખી થાય છે. તું અને તારી માણેક આ વિલાસભુવનના

દાસ થશો તો ખરા સુખી થશો દુ:ખ શું છે. તેનું અહીંઆ નામ જ નથી. જો આ તારી બેન મણી પણ વિલાસ ભુવનની દાસ થવાને તૈયાર થઇ ગઇ છે. તો નસીબની અંદર આવતા લાભને રોકીશ નહિ લક્ષ્મી ચાંડલો કરવા આવે છે, ત્યાં મુખ ધોવા જઇશ નહિ. પ્રથમ તું આ વિલાશ ભુવનનો દાશ થા પછી તારી માતુશ્રીનું પણ થઇ જશે. અને મને આશા છે કે તારા ઉપરના અતીશય પ્રેમને લીધે તારી માતુશ્રી પણ વિલાસ ભુવનની વિલાસી થયા સિવાય રહેશે નહિ." પરસને સુખની બાબત દર્શાવતાં કહ્યું.

"સુખ અને દુ:ખ આપવું પરમાત્માના હસ્તમાં છે. તારાથી કંઇ પણ થઇ શકતું નથી. તારૂં સુખ એક ઝેર સમાન છે. અને તે સુખ નર્કમાં લઈ જનાર છે. અનીતિથી કરેલાં સુખો આખર નર્કના રૂપમાં બદલાઇ જઇ પ્રાણી માત્રને હેરાન કરે છે. નીતિથી ભોગવેલાં સુખ તેજ સુખ છે.

"શીર જાએ ચામ તુટે. પણ, તે સુખ કદી ઇચ્છતો નથી.
પ્રાણ જાએ પલકમાં પરવા તેની કરતો નથી.
છે ધર્મ પ્યારો નીતિનો, અનીતિ કદી કરતો નથી.
ધર્મ રસ્તે સુખ જાણું, અધર્મ માર્ગે ફરતો નથી.

કુલટા હું ખરૂં સુખ નીતિના માર્ગમાં જવાનુંજ સમજું છું. અને તેજ ખરૂં સુખ છે. તો અધર્મથી મળેલા સુખની બીલકુલ દરકાર કરતો નથી. અને કદાચ નીતિના રસ્તે ચાલતાં દુ:ખ પડે તો ખુશીથી ભોગવીસ. પણ તારા સુખની પરવા કદી કરીશ નહિ.

એક વખત થયો દાસ પ્રભુનો બીજાનો હું થતો નથી.
પાપી અધર્મી ચંડાળનો હું સગ કદી કરતો નથી.;

જેણે પેદા કર્યો છે. જેણે નવમાસ ગર્ભસ્થાનની અંદર રક્ષણ કર્યું છે. તેનોજ હું દાસ છું. તારા જેવી ચંડાળણીનો કદાપી કાળે દાસ થતો નથી? સુંદરે કંઇ ક્રોધથી કહ્યું.

"શું આટલો બાળક તે સીંહણનું અપમાન કરે ખરો કે? જો છોકરા! શું! તારી બેન દિવાની તો નથીને?" પરસને કંઇ ક્રોધથી કહ્યું.

"દિવાનીછે. તેજ નર્ક ગામીની છે. અંધ છે. પાપી મણી! સર્પ ઉપરના શીરની મણી! તારા દુરાચારી સ્વભાવથી, સ્વાર્થ અંધ પીતાશ્રીના દુરાચારથી તારા ભાઇને કેટલું બધું દુઃખ પડે છે. તેનો ખ્યાલ કર એક માતાના ઉદરની અંદર આળોટેલાં રહેલા સંતાનો તેની અંદર આ શો તફાવત, હાય! જમાના, જમાના, શું! તારો પ્રતાપ! કે માણસનો પ્રતાપ? તેમાંનું મને કંઇ પણ સમજાતું નથી. વિચાર પાપના માર્ગમાં જનાર મણી વિચાર! તારી ઓઢણી ઉપર પડેલા થુંકથી તારી ઓઢણી બગડતી હતી. તો પછી તારી જીંદગાની કેમ બગાડે છે. નર્કકુંડમાં કેમ પડે છે. તું પાપી પરસનનું સુખ જોઇ લલચાઇ હશે. પણ તે સુખ નથી. પણ દુઃખ છે. અને તેથી તારો આત્મા કદાપી કાળે સુખી થનાર નથી. તારી દેહને નર્કના કીડા ફોળી ખાશે. તારા દેહને અગ્નીથી તપેલા સ્તંભો સાથે સ્પર્શ થતાં તારા પાપ કર્મની માફી માગીસ.

હાય! ઓ ભગીની! મને મારા પ્રાણની બીલકુલ પરવા નથી. પણ તારી મારે પરવા છે. તારૂં શું થશે? તેનો મને ખ્યાલ આવે છે. પ્રભુ! સહાય થાઓ મણી! મણી, તારી જુવાનીને કુમાર્ગે

આપરીશ નહિ તારી જુવાની બરબાદ થશે મણી તું હવે નાની નથી. તારા ઉપર કુદરતની મહેરબાની થવાથી મુગ્ધ બની તરૂણી થઈ છે. તારા ઢીંગલા ઢીંગલીથી જેટલી તું ખુશી થતી. તેને સાચવતી તેમ તારી જુવાનીને સાચવ. તારા શીયળનું રક્ષણ કર. જેટલી ઢીંગલા ઢીંગલી સાથે રમત ગતત કરી ખુશી થતી તેથી અધીક શીયળને સાચવવીને ખુશી થા માટે ખ્યાલ કરી તારી આવેલી જુવાનીને કુમાર્ગ તરફ દોરી મહાન પ્રભુને ભુલીશ-નહિ. સ્ત્રીઓનું સ્વર્ગ પતિવ્રત છે. તેને તારી છાતી સાથે દાબ, તારા કુમળા ઉમરની જંજીર બાંધી દે. તારા પ્રાણુની પરવા નહિ કરતાં. તારા શીયળની પરવા કર વ્યભિચાર નર્કમાં લઇ જનાર રાક્ષસ છે. અને તે રાક્ષસને કદાપિ કાળે સંતોષ થતો. નથી. યાદ કર દુરજનની જાળમાં સપડાએલી મણી ખ્યાલ કર. સ્ત્રીઓનો ધર્મ શું છે. ? પ્રથમ ધર્મ એ છે કે સ્ત્રી ધર્મમાં આવ્યા પછી પરપુરૂષની સાથે કોઇ દિવસ એકાંત જગામાં વાસ કરવો નહિ. એક સ્થાને બેસવું નહિ. અને પોતાના શીયળને પ્રાણુથી પ્યારૂં ગણી શીયળનું રક્ષણ કરવું. વીવાહીત થયા પછી પોતાના પતિને દેવ અથવા પરમેશ્વર ગણી તેની સેવા કરવી. અને તેમના તરફ પ્રેમ ભાવથી દ્રષ્ટિ કરવી અને અવર પુરૂષની સામે કુદ્રષ્ટિથી જોવું નહિ.

પતિ ગમે તેવો અંધ, લુલો, લંગડો બલકે રગત પીત સદાને માટે હરહંમેશાં વહેતો હોય તો પણ તેને પરમેશ્વર તુલ્ય ગણવાથી તેની સેવા કરવાથી સ્વર્ગ મળે છે. અને પતિની આજ્ઞામાં રહેનારી પતિની ભક્તી કરનારી સાધવી સ્ત્રીઓને સતી કહે છે. સીતા,

તારા, દમયંતી જેવી સાધવી સ્ત્રીઓ પતિને પરમેશ્વર કરવાથી મોક્ષ ગતીને પામી છે."

સુંદર આ પ્રમાણે મણીને ઉપદેશ આપતો હતો એટલામાં સુંદરને શાબાશી આપતું હોય એમ અંતરીક્ષથી તાળીઓનો અવાજ આવતાંજ મણીએ પુનઃ આકાશ સામે દષ્ટિ કરી. પરસન ગભરાઈ ગઇ. પણ પરસન પાછી ઠેકાણે આવી અને પુનઃ મણી સામે દ્રષ્ટિ કરી બોલી ઉઠી.

"મણી ખ્યાલ કર, શું બાલકના બોલવા ઉપર વિશ્વાસ લાવીશ ? ના તું એવી છેજ નહિ. પણ તારામાં અજ્ઞાનતા છે, તું અને તારૂં મન એકલુંજ છે. પર્વતની સાથે જોડાએલો પત્થર ફરી શકતો નથી પણ જુદો થયા પછી જેમ ફેરવવો હોય તેમ ફરે છે. તેમ તું અજ્ઞાન હોવાથી તારૂં મન એકલું છે, એટલે મને તેનીશંકા રહે છે. પણ તે શંકા નકામી છે. હુંજ જાણુંમીછું તારૂ દીલ મારી સાથે બંધાએલું છે. તેથી તને ફરવા નહિ. દઊં. કેવી વહીઆત વાત? તારા જેવા ધર્મના કછડાં હજારો છોકરાને ધુળ ફાકતા કરી દીધા શું! એક પતિથી સંસારીક સુખો મળે છે? નહિ. કદાપી એક પુરુષથી મનોકામના પુરી થતી નથી. પણ દરરોજ નવા નવા પુરૂષો કરવાથીજ વિષય વાસના પુર્ણ થાય છે. મને મારા પતિથી કદાપી કાળે સુખ મળ્યું નથી. પણ જ્યારથી આ વિલાસ ભુવનની અંદર આવી છું-ત્યારથી મારૂં મન સંતોષ થયું છે. વસ્ત્રા ભુષણ, શરીર રૂપી બાગ વિલાસ ભુવનમાંથી ઊતપન્ન થયો છે. શું! મારૂં રૂપ! જો મણી તારી ચક્ષુઓ મારી તરફ ફેરવ, જે વખતે તું મુગ્ધ હતી. તે વખતે તારૂં પાલણ પોષણ

મેં કર્યું હતું. તને ઊછેરવાને માટે મને બહુ મહેનત પડી હતી. માટે મારા તરફ તારે ખ્યાલ કરવાની જરૂર છે. જેવી તારી જુવાની ને ખીલાવી છે. તેવો તેનો ઊપયોગ કર જુવાની જેવું અમુલ્યરત્ન મરકટની કોટે નહિ બાંધતી કોઇ સારા ઝવેરીની કોટે બાંધી લે. તારી જુવાનીનો ઊપયોગ એશ આરામમાં કર, તારા ભાઇની વહીવાત વાત ઉપર બીલકુલ ધ્યાન આપીસ નહિ. પરસન આ પ્રમાણે બોલી રહી છે. એટલે "હાય" મણીએ ઊંડો દુઃખ જનક છાતી ભેદી નાંખે તેવો નિઃશ્વાસ નાંખ્યો.

મણીએ નાંખેલો નિઃશ્વાસ તેની જીંદગી સુધરવાનો હોય કે પછી ખરાબ થવાનો હોય. મણીને સખ્ત ધક્કો લાગવાથી અશ્રુના બેજ બીંદુ ચક્ષુ દ્વારમાંથી બહાર પડી ગયાં. છાતી ભરાઇ આવી. કંપારી છુટી એટલામાં પરસન પુનઃ બોલી ઊઠી.

"મણી! ગભરાઇશ નહિ. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે. ત્યાં સુધી હું તને દુઃખી થવા દઇશ નહિ. તને તારા ભાઇનો પ્રેમ જોઇ દુઃખ થઇ આવતું હશે. મારો પણ ઊપાય નથી. જેવી તું થઇ તેવો મારો થાય તો પછી જો આ બિહાર પરસનની વાત, માટે મેં ભવિષ્યની અંદર કંઇ જુદોજ ખ્યાલ કરી રાખ્યો છે. આજનો દિવસ ગયા બાદ તને એક ખુબસુરત પુરૂષની સાથે સ્નેહ બંધાવી આપીશ. તેથી તને સ્વર્ગના સુખનો ખ્યાલ થઇ આવશે, હું તને નાનપણથી સુખી કરતી આવી છુ તો પછી અત્યારે તને સુખી કેમ નહિ કરૂં? બરાબર પરસનના બોલવા ઉપર ભરૂસો રાખ, હું તને જે કહું છું તે સાચુંજ કહુંછું આજનો દિવસ તું સુખે કે દુઃખે કાઢી નાંખ એટલે બસ બેડો પાર કેમ મણી?

પરસનનું ભાષણ સાંભળતાંજ મણી લાલચુમ થઇ ગઇ. મુખ લાલ કસુંબાની માફક થઈ ગયું. અને એકદમ પરસનની પાસેથી ખસી જતાંની સાથે મણી ક્રોધાવેસમાં આવી પુનઃ બોલાવા લાગી.

"ચુપ કર! ચંડાળણી તારા જેવી વિષય વાસનાથી ભરેલી કુલટાઓ એક પછી એક એમ હજારો પુરૂષો કરે છે. પણ શુદ્ધ પ્રેમવાળી, સતી સન્નારીઓ ધર્મથી લગ્ન થનાર પતિ સાથે પોતાના પ્રાણની આહુતી આપે છે. સ્ત્રીનું કલ્યાણ પતિની સેવાથીજ થાય છે. પતિને ઇશ્વર પ્રમાણે ગણવાથી સ્વર્ગના સુખો મળે છે. ચંડાળ! વિચાર કર, સતી અનસુયા માતાજીએ પોતાના સતિત્વના બળથી બ્રહ્મા, વીષ્ણુ અને મહાએશ્વરને પોતાના બાળકો બનાવ્યાં હતાં. અને તેજ દેવ પુરૂષો સતીના ચરણે પડયાં હતાં. સાવિત્રી જેવી સતી દેવીએ મરણ પામેલા પતિને પોતાના સતીત્વના બળથી જીવતદાન આપ્યું હતું. નર્મદા નામની સતીએ બે દિવસ સુધી સુર્યનો ઉદય થવા ન દીધો હતો. શું! સતીનો પ્રતાપ! સ્ત્રીઓનો શણગાર પતિ છે. અને પતિની સેવા કરવાથી સ્વર્ગ મળે છે. વ્યભિચારથી કદાપી કાળે શ્રેય થતું નથી. જ્યાં સુધી તારી નસોમાં, તારા શરીરમાં કૌવત છે. ત્યાં સુધી વિષય રૂપી અગ્ની હરહમેશાં પ્રજળીત રહેવાનો.

ચંડાળણી! તારી જુવાની સદાકાળ રહેવાની નથી. કોઇની રહી નથી. તો તારી કેમ કરીને રહેશે. વૃદ્ધા અવસ્થા દરેક પ્રાણી માત્રને આવશે. તે વખતે તારા કાળા ભમર જેવા કેશ સફેદ થઈ જશે. તારા ગુલાબી ગાલોની લાલી પલાયન થઇ જઈ ચામડી લબડી શ્યામ કરોચલીઓ પડી જશે. તારી ચપળ અણીયાળી ચક્ષુઓમાં ખાડા પડી જશે. તે વખતે તારાથી ભોગ ભોગવનાર દુષ્ટ જે તારા દાસ

થઇને રહેલા છે તે શ્વાનરૂપી પુરૂષો તારી દેહરૂપી ચાટને કદાપી કાળે દ્રષ્ટી કરશે નહિ. અને તારા વૃદ્ધાપણાને લીધે તને ધીકારની દ્રષ્ટીએ જોસે. વિષય તેજ નર્કમાં નાખનાર ચંડાળ છે. પાપી ! પરસન તારા સુખની મને પરવા નથી. બંધુ મારી હૃદય ચક્ષુઓ ઉઘાડી તેથી તારો હું આભાર માનું છું. કહી મણી સુંદરના ચરણે પડી. મણીને એકાએક ફરી ગએલી જોઇ પરસનને નવાઇ લાગી અને બોલી પુનઃ "રંગ બદલાયો" એટલાજ ઉદ્દગારો નીકળતાંની સાથે પરસને સીટી મારી. સીટીનો અવાજ સાંભળતાંજ પાપી પુરૂષો દોડી આવ્યા કે પરસને ઇસારેથી મણીને બંધન કરવાનું કહી ચાલતી થઈ.



# પ્રકરણ ૧૯ મું



## પ્રભુ ન્યારો છે.



કુદરત આગળ કોઇનું ચાલ્યું નથી કે ચાલવાનું નથી. તેની કળાનો કોઇ પાર પામ્યો નથી કે પામવાનો નથી તેના બીજા બીજા રંગનો ભેદ કોઇએ જાણ્યો નથી કે જાણવાનો નથી. તેની અજબ લીલા, અજબ ખેલ તેના ખેલાડીઓજ જાણે છે. તેની લીલાનો પાર તેના દાસજ જાણે છે. પરમાત્માએ જેને પોતાના કરી રાખ્યા છે. તે પણ તેની કળા જાણવાને શકિતવાન થયા નથી. તો ગાફલ મનુષ્ય કેવી રીતે જાણશે તેના અટપટા માર્ગનો ભોમીયો કોઇ મળ્યો નથી કે મળવાનો નથી અજબ જાદુ દેખાડનાર ઉસ્તાદ ના ઉસ્તાદનો ગજબ ખેલ કોઇએ જોયો નથી કે જોવાનો નથી. તેના ખરા ભકત તેના ખેલના ભોમીયા નથી તો પછી સંસારની મોહ માયામાં પડનાર મનુષ્યો કેવી રીતે તેના ખેલનો પાર જાણી શકશે. તેવા મનુષ્યો કદાપી કાળે જાણી શકશે નહિ.

પ્રેમ દુનીઆની અંદર સૌથી સ્વાદીષ્ટ ફળ છે. તે સ્વાદીષ્ટ ફળ મનુષ્ય રૂપી વૃક્ષને લાગ્યાં નથી તે પુરૂષ પશુ સમાન છે. ફળ વિનાનું વૃક્ષ જેમ નકામું છે. તેમ પ્રેમ વિનાના મનુષ્યો સંસારની અંદર પત્થર સમાન છે.

પ્રેમ એક બીજાના અંતઃકરણની અંદર હોય છે. પણ તે સર્વ સ્વાર્થી પ્રેમ હોયછે. અને તેવો સ્વાર્થી પ્રેમ હાલના જમાનામાં દરેક

મનુષ્ય માત્રના અંતઃકરણુની અંદર હોય છે. કાકા, કાકી, ભગીની સર્વ સ્નેહીઓના અંતઃકરણુની અંદર તેનોજ પ્રેમ જડ ઘાલીને રહેલો છે. સ્વાર્થી પ્રેમ તેજ સંસારને ઝેર સમાન બનાવેછે. પણ માતાનો પ્રેમ પોતાના બાળક ઉપર છે. તેજ ખરો પ્રેમ છે. બાળક ગમે તેવો લુચ્ચો, લબાડ, વ્યભિચારી તેમજ ગમે તેવા દુરગુણોથી ભરેલો હશે. પણ બાળકના દુઃખે દુઃખી થનાર માતા છે. અને તેજ સુખની માત્રા છે. માતાનો પ્રેમ કુંદન સમાન ચળકતો છે. અને તેજ પ્રેમ બાળકોને પરમ પીતા પાસે લઇ જનાર છે. બાળક અપંગ હોય અંધ હોય તો પણ માતાનો પ્રેમ તે ઉપર બાળીક હોય છે. નાનપણથી જેની માતા મરણ પામે છે. તે બાળકનો ભવ બગડે, બાળ હરાજ એક કોડીનું થાય છે. રાજનો કરનાર પીતા મરજો પણ રેંટીઆની કાતનાર માતા મરશો નહિ. તેજ કહેવત બાળકના માટે સત્ય છે. માતા પીતાનું નીરાધાર બાળક કદાપી કાળે સુખી થતું નથી. પુત્રના મરણથી જેટલો શોક માતાને થાય છે. તેટલો શોક અન્ય કોઇને થતો નથી. માટે તેવા પ્રેમની રાખનાર માતાના હુકમનું અપમાન કરીએ તો આપણે દુઃખના ડુંગર તળે દબાઇએ તેમાં દબાઇ પ્રેમ ઘેલી માણેક. સંતાપ ઘેલી માણેક શુદ્ધીમાં આવતાની સાથે નીચે પ્રમાણે બોલવા લાગી......

"ક્યાં છે? પ્રેમ ઘેલાં બાળુડાં કયાં રમે છે લાડમાં!
કયાં કરે છે. કંકાસ. કજીઆ કોણ રાખે છે લાડમાં.
ભાન ભુલી હું ગઇ. ગયાં બંને સંતાનો સાથમાં,
પૃથ્વી, પાતાળ મેં શોધ્યાં જોયા નહિ આકાશમાં." ખબી

"આવો! મારાં કુળ દીપક શંતાનો મારાં રત્નો આવો! મુજ અભાગણીના ભાગ્યમાંથી ચાલ્યા જનાર બાળકો આવો! તારી પ્રેમ ઘેલી માતાને દુઃખી કરશો નહિ. આવો! તમારી-રમત ગમતમાં મારા સિવાય લાડ કોણ લડાવવાનું હશે, તમારા કજીઆ કંસાસમાં તમારી મદદે કોણ થતું હશે,"

તેના વિચાર બદલાવવાથી પુનઃ બોલી ઉઠી...

"નહિ. નહિ. મારા સુંદરે તમારા પુત્રને માર્યો નથી. તે કદાપી કોઇની સાથે મસ્તી કરે તેવો નથી. માટે જાઓ મારા સુંદરને ઠપકો દેશો નહિ. જે કહેવું હોય તે મને કહી દો. મારા બાળકને મારશો નહિ. હું તમારા ચરણે પડીને કહું છું કે મારા સુંદરને કંઈ પણ કહેશો નહિ. તમે ભલાં છો, પાડોશીથી રમે હળીઆમળ્યા છીએ. વાસના બાળકો વાસમાં રમે. મહોલ્લામાં જમે તેને માટે આટલી બધી મદદ, જાઓ કાલે તેઓ ભેગાં થશે. બાળકની લડાઈમાં મોટાએ વચમાં પડવાનું નથી. સુંદર! સુંદર! ભાઇ કેમ તું બોલતો નથી. શું તને મેં કંઈ કીધું છે."

પાછા વિચાર બદલાવવાથી પાછી બડવા લાગી.

"કયાં છે? સુંદર મારો લાલ. મારો સુંદર કયાં છે. સાનો ઠપકો આપો છો. તે આજ બે દિવસથી આ દુઃખીને મુકી રવાના થઇ ગયો છે. એક નહિ પણ બે! હા! બે સુંદર અને મણી બે સારા સંતાનો છે. તે કયાં છે. બસ! ગયાં" શાંન્ત થઇ ઉભી રહી પણ પાછા કંઇ વિચાર થઇ આવવાથી પુનઃ બોલવા લાગી...

"હા! એજ મારાં બાળકો છે, પરસન તેજ મારાં સુંદર અ જે મણી છે. સુંદર. મણી, આવો પાપી પરસનની પાસેથી નીકળી માત

પાસે આવો તે તમારી માતા નથી. પણ તમને દુઃખ દેનારી રાક્ષસી છે. તેની પાસે નહિ રહેતાં એકદમ મારી પાસે આવો. આ તમારી પ્રેમઘેલી માણેકના બાહુ તમને છાતી સાથે દાબ-વાને તૈયાર થઇ રહ્યા છે. શું ! તમારી માતાના પ્રેમને ભુલી ગયા ? નહિ. સુંદર કદાપી કાળે મને ભુલે નહિ. મણી ભુલે તેમાં નવાઇ નથી.”

આ પ્રમાણે બોલી રહી છે. તેવામાં મણી કોઇ પુરૂષની સાથે ઉભેલી છે. એમ તેની દ્રષ્ટીએ દેખાઇ આવવાથી પુનઃ ભ્રમીત થઇ ગઇ અને એકદમ દિવાનાની માફક પુનઃ બોલી ઉઠી.

“ હાય ! એ દુષ્ટ ચંડાળણી મારી મણીને ખરાબ રસ્તે દોરીશ નહિ. નર્કમાં પડવાનો માર્ગ બતાવીસ નહિ. હાય ! તારૂં સત્યાનાશ જાય પરસન મારી મણીને ખેંચીને કયાં લઇ જાય છે ? જુઓ ! જુઓ ! પેલી દુષ્ટ ચંડાળણી મણીના શીયળનો ભંગ કરવાની તૈયારી કરી રહી છે. તેના ઉપર જુલમ ગુજારી રહી છે. હાય ! એ રાક્ષસી ! મારી મણીને અપવિત્ર કરીશ નહિ. તેના શિયળનો ભંગ કરીશ નહિ અવીવાહિત મણીની જીંદગાનીને બરબાદ કરીશ નહિ. ઓ દુઃખી ! મણી તારા શીયળનું રક્ષણ કરવાને માટે તારા પ્રાણને કેમ ટકાવી રહી છે. તે ચંડાળ પુરૂષને કેમ કંઇ બોલતી નથી. શું તારોજ પક્ષપાત છે. હું તારી સામેજ ઉભી છું. છતાં મારી બીલકુલ શરમ આવતી નથી. તારા શીયળને માટે તારા દેહને પાડવાનો ખ્યાલ કેમ કરતી નથી. શું ! તને હથીઆર નથી મળતું. અરે ! નાદાન હથી-આરની શી જરૂર છે. તારા શીયળ, તારી આબરૂ કરતાં પ્રાણ કેમ વ્હાલો ગણે છે. તારી જીવ્હાને તારા બંને બાજુના દંત સાથે જીવ્હાને કચડી તારા શીયળને માટે તારા પાપી પ્રાણને રવાના કરી દે. એટલે

મોક્ષગતિને પામશે શીયળનું રક્ષણ કરવાને માટે હથીઆર શું કરવાના હતાં. શીયળનું રક્ષણ કરવાને માટે હજારો ઉપાય છે. શીર પટકી ચીતાને ખડકી અંદર કુદી પડો. જંગલની અંદર પણ સતી સન્નારીઓ પોતાના શીયળનું રક્ષણ કરે છે. તો તું શા માટે તારા હથીયારનો ઉપયોગ કરતી નથી. બસ! એજ ઉપાય. મારી આબરૂ તેમાંજ છે. શીયળનો ભંગ થયા પછી તારી દેહ કોડીના કામમાં આવવાની નથી, અપવિત્ર થયેલી દેહ સ્મશાનમાં પણ ટકી શકતી નથી. માટે વિચાર, મારી આબરૂની ખાતર તારી જુવાનીની ખાતર તારા શીયળની ખાતર મરવું હજાર દરજ્જે સારૂં છે ઓ! દુષ્ટ! ચંડાળણી! નર્કવાસી મણી હાથમાં દીપક લઇ કુપમાં પડીશ નહિ.

"હાય! જુઓ પેલો ચંડાળ મારી મણીને સતાવી રહયોછે. કુળમાં કલંક લગાડી રહયો છે. પરસન જોર જુલમ કરી રહી છે. જાઓ! મારી મણીના મણીરુપી શીયળનું રક્ષણ કરો. સ્ત્રીઓની આબરૂ રાખવી સ્ત્રીઓના ધર્મનું રક્ષણ કરવું તે પુરૂષોનો ધર્મ છે. તો આતો તમારી પુત્રી છે તો પછી રાહ જોવાનું શું કારણ છે. ઓ વિષયાંધ પતી તમે પણ પરસનના પાપી મોહજાળમાં ફસી કુળમાં કલંક લગાડવા બેઠા છો. શું! તમને તમારી આબરૂનું ભાન નથી. હર! હર! શંકર પોતાના પીતાશ્રીઓ જ્યારે પાસે ઉભા રહી પોતાની પુત્રીઓના અઘોર કૃત્યો પોતાની દ્રષ્ટિએ જોશે તો પૃથ્વિ રસાતાળ થઇ જવાની તેમાં બીલકુલ ફરક નથી. તમારાં બાળકો અગ્નિમાં હોમાય છે. તેનો તમને ખ્યાલ નથી. તમારામાં હિંમત, જવાંમર્દી ન હોય તો હસ્તમાં બંગડીઓ પહેરી ઓરડામાં જાઓ કે જેથી બાયલા ગણી તમારૂં નામ લેવામાં ન આવે. મુછવાળા મર્દ,

તમો મુછ રાખવાને લાયક નથી. પણ ન મુંછીઆ સારા છે. મુછ નથી પણ પુછ છે.

" પુત્રી તણા પાપો જુએ, નખોદ જજો એ બાપનું,"
તેથી ન પિતા થજો, દોષ અડે નહિ પાપનું.
જનમ્યા જનુનીએ જગતમાં શું નામ ડુબાવવા માતનું;
ધિક્કાર છે; તે જીંદગીમાં નામ વગોવ્યું આપનું. ખત્રી

"હાય પ્રભુ ; તું કયાં છે ? તારો ન્યાયી દરબાર કયાં છે ? તારો ધર્મનો રસ્તો કયાં છે. કંઇ નહિ. અને કદાચ તારી પાસે ન્યાય, ધર્મ હોતતો આવા અધર્મી પ્રાણીઓને ઉપાડી કેમ લેતો નથી તને ન્યાયી કહેનાર મૂર્ખ છે. હું તને ન્યાયી કદાપી કહેનાર નથી. ઠેરઠેર અન્યાય, જુલ્મ, વ્યભિચાર જેવા અધર્મ થઈ રહ્યાં છે. તે તને જોવાં વ્યાજબી છે ? પણ તારી પાસે ન્યાય હોય તો તે પ્રમાણે થાય નહિ. કેટલીક સ્ત્રીઓ અવિવાહીત છતાં કુમળી બાળાઓ અઘોર કૃત્યો કરે છે. વીવાહીત થયા પછી પતિને શાક તરકારી જેવા સમજી અઘોર કૃત્યો કરે છે. છતાં તારી ચક્ષુએ બીલકુલ દેખાતું નથી. તું અંધ છે. અને તારા ઉપર વિશ્વાસ લાવનાર મનુષ્ય તે કેવળ મુર્ખ છે. માણસો ફરે છે, તેમ તું ફરે છે. માણસો તને રમકડાની માફક રમાડે છે. તેમ તું રમે છે. જેવો તું અન્યાયી છે. તેવાજ મનુષ્યો થાય છે. તું અન્યાયી છે ! અધર્મી છે ! તુંજ અન્યાયી, કહેતી માણેક કમરે ઓઢણું વીંટી આમ તેમ ફરવા લાગી. પાછી ઊભી " તુંજ અન્યાયી છે" ના ઉદ્દગારો કાઢતી માણેક ચક્કરના માફક ફરવા લાગી એટલામાં

"સતી શાંન્ત થા. તારા મગજને ભમાવીશ નહિ. અને પ્રભુને દોષ દઇશ નહિ. પ્રભુને દોષ દેવાથી પ્રભુનું અપમાન કરવાથી મહાન પ્રભુના ગુન્હેગાર થવાય છે. બોલ! કોણ કહે છે કે પ્રભુ અન્યાયી છે? "હું કહું છું કે પ્રભુ અન્યાયી છે." માણેકના તરફથી પ્રત્યુત્તર મળતાં પાછા ઉદ્દગારો નીકળ્યા.

"સાંભળ એક માટીના કુંભની અંદર પાણી ભરે છે. જ્યાં સુધી તે કુંભ અધુરો હોય છે. ત્યાં સુધી પુર્ણ પુરેપુરો ભરવાને માટે આપણે મહેનત કરીએ છીએ, અને તેજ ઘડો ભરાઇ રહ્યા પછી ઉભરાઇને બહાર નીકળી તેનો દુરપ્રયોગ ખરાબ રસ્તે થાય છે. તેમ પાપનો ઘડો જ્યાં સુધી અધુરો રહે છે ત્યાં સુધી કોઈ પણ મનુષ્યોને જાણ થતી નથી જ્યારે પાપ કુંભ ભરાઇ બહાર નીકળે છે ત્યારે તે પાપની શિક્ષા પરત્મા આપે છે. જેટલું પાપ બહાર નીકળે તેટલી શિક્ષા દુનીઆની અંદર થાય છે. અને બાકીનો પ્રભુના ન્યાયી દરબારમાં તેનો ઇન્સાફ અપાય છે, માટે તારૂં સમજવું ફેર છે. ખ્યાલ કર! શું! હું ધર્મીષ્ટ હતો? નહિ. પણ અઘોર કૃત્યોનો કરનાર ચંડાળ હતો. તેથી મારૂં મૃત્યું સ્ત્રીથી કમોતે થયું. તે શિક્ષા મને દુનીઆની અંદરજ થઇ ગઇ. પણ બાકી રહેલા પાપની શિક્ષા હું ભોગવું છું તેજ છે. છેવટે હું અધોગતીને પામ્યો છું. પ્રભુ મને સહાય થાય બોલ સતી આથી તો શું સમજાય છે. પ્રભુ ન્યાયી છે? કે અન્યાયી? તેનો મને જવાબ આપ

"પ્રભુ ન્યાયી છે." માણેક તરફથી પ્રત્તુતર મળતાંજ પીસાચ રમણુ બોલી ઉઠયો.

"શાબાશ સતી દેવી ધર્મીષ્ટ માણસોને કહેવાની જરૂર પડતી નથી. પણ પાપી દુષ્ટ માણસોને કહેવાની જરૂર છે. પાપી પુરૂષોમાં તો તારો પતિ છે. તેને કહેવાનો હુકમ પરમાત્માનો નહિ હોવાથી હું કહી શકતો નથી જે પ્રમાણે સમય આવશે તે કહીશ માટે શાંન્ત થઇ પ્રભુનું નામ લે કે તારા સંતાનો જલ્દીથી આવશે. હવે હું રજા લઇશ" પીસાચ રમણી કે રજા માંગતા કહ્યું તેના જવાબમાં પ્રભુ તારૂ કલ્યાણ કરો માણેકે આર્શીવાદ રૂપી રજા આપી. ત્રીભોવનદાસ વિચારમાં પડી ગયો. તેજ સ્થીતિમાં બીજો ચાલતો થયો. માણેક જરા મગજને શાંન્ત કરવા માટે લાંબી થઈ સુઇ ગઈ કે તરત નિદ્રાધીન થઇ ગઈ.



## પ્રકરણ ૨૦ મું



### ક્રશ હજારનો તાર



ખારા સમુદ્રની અંદર ગમે તેટલું મીઠું પાણી રેડો ડામરને ગમે તેટલા અગ્નીથી તાવો, ધતુરાના મુખની અંદર ગમે તેટલી સાકર નાંખો પણ તેના ફળ સ્વાદીષ્ટ થતા નથી. તેમ મુળથી જે સ્વભાવ પડ્યો હોય તે સ્વભાવ પ્રમાણેજ થયા કરે છે.

ગધાના આગળ સાકર, અંધ આગળ આરસી બહેરા આગળ વાજીંત્ર મુંગા આગળ વાતચીત ધંતુરાના પુષ્પની અંદર ગુલાબનું ફુલ, ગાયના ટોળામાં હરણ, ગર્ધવ સાથે અશ્વ, અજાના ટોળામાં સાવજ જેમ શોભા આપતો નથી. તેમ ધર્મીષ્ટ મનુષ્યોની અંદર અધર્મી બીલકુલ સારો દેખાતો નથી. પંડીત આગળ મુર્ખ જેમ શોભતો નથી. તેમ નીતિવાન સાથે અનીતિ કરનાર કદાપી કાળે શોભાને પાત્ર થતો નથી પણ કુસંગ કરે છે.

પણ જેનું અંતઃકરણ હિમાલયની માફક અચળ છે. તેનો કદી સંગ કુસંગ થતો નથી. સોમણ જારના કણની અંદર એક અંગારીઆના પાકવાથી સોમણ જારના કણને ખરાબ કરે છે. તેમ કુટુંબની અંદર સ્નેહીજનોની અંદર એક મનુષ્ય દુરાચારી નીવડવાથી સારા કુટુંબને દુઃખકર્તા થાય છે,

ત્રીભોવનદાસના અંતઃકરણની અંદર માણેક તરફની ચીન્તા હતી તે પીસાચના સહબોધથી પલાયન થઈ ગઇ હતી. પણ કઠોર

કન્થી ત્રીભોવનદાસ માણેક તરફ વધારે પ્રેમ રાખતો નહિ હતો. કારણકે પ્રથમથીજ ત્રીભોવનદાસના વિચારો અને માણેકના વિચારો એક બીજાથી જુદા હતા. આ બંને દંપતિ જોડાનો આપણે સહવાસ થએલો હોવાથી તેમના ગુણ કે અવગુણની સરખામણી કરવાની જરૂર નથી. સર્વ સુજ્ઞ વાંચક બંધુના ખ્યાલમાં હશે.

માટે આપણે ત્રીભોવનદાસનો ખ્યાલ કરીએ. ત્રીભોવનદાસ પોતાના ખાનગી રૂમમાં આરામ ચેરમાં પડયો પડયો વિચાર કરતો હતો, ગુજરાતી નામનું ચોપાનીયું તેના હસ્તમાં હતું ઘડીકમાં વાંચતો શાંન્ત થઇને બેઠો હતો, એવામાં તેને કંઇ વિચાર થઇ આવવાથી પુનઃ બોલી ઊઠયો.

"મારા સાળાનો ઢેડ ઓલ્યો ભુત બીલકુલ જંપવા દેતો નથી. જે કામ કરૂં છું તેમાં આડો આવે છે. મેં તેના બાપનું શું બગાડયું છે. કે મારી પુઠે લાગ્યો છે. પણ તેથી કરીને શું થવાનું છે? હું કોણ? કઠોર કન્થી ધારૂં તો તેના બાપને પણ મારા પ્રપંચ જાળમાં ફસાવીદીધા શિવાય હું છોડું નહિ જીવતો છું. તે મરેલો છે. છતાં મને પણ ડરાવી મારે છે. પરસનના કામમાં પણ મારા સાળાએ કંઇનું કંઇ બનાવી દીધું હતું.. અને તેનું સબતો ઉછળવા લાગ્યું."

ત્રીભોવનદાસને પાછળની સ્થીતિ યાદ આવવાથી તેની ચક્ષુઓએ ઝુલાવો ખાધો જેવા તેના વિચારો તેવો તેને ભાસ થયો. નર્કની અંદર પોતાની દુર્દશા થતી હોય એમ તેની દ્રષ્ટીએ જણાવવા લાગ્યું. રમણીકનું સબ ઉછળતું, કુદતું ત્રીભોવનદાસને વળગવા માટે આવતુ હોય એમ દેખાયું. આથી સ્વહસ્તથી ચક્ષુઓ બંધ કરીને દુરજ

બેઠો. પાંચ મીનીટ સુધી તેજ સ્થિતિમાં રહ્યા પછી પુનઃ ચક્ષુઓ ઉપરથી હસ્ત લઇ લેનાંની સાથે પાછો બોલવા લાગ્યો...

"ભુત તું મને શું કરનાર છે. તુ ત્રણ તત્વનુ પુતળુ છે. હું પાંચ તત્વનો મનુષ્ય છું. તારી તાકાત નથી કે મારી સાથે બાથ ભીડી શકે. દુષ્ટ! હું તને ધારૂં તો પાંચ મીનીટની અંદર વશ કરી લઉં. પણ મને તારી બહુ દયા આવે છે. પણ તેનોજ તું ગેરઉપોગ કરે છે. માટે તને હવે વશ કરૂંતોજ ખરો. નહિ તો મારૂં નામ કઠોરકચ્છી નહિ. તારા દાસ થઈ રહેનાર માણેક, સુંદર અને તારી દુર્દશા કરૂં તોજ હું કઠોરકચ્છી કહેવાઉં. ઠીક છે. ચંડાળ હું તને હવે બતાવી આપું છું. મારૂં કે મરૂં. એમાથી એક કરૂં. તોજ મારો આત્મા શાંન્ત થશે. તે સિવાય થવાનો નથી. તારા જાદુઈ બળથી તું ગમે તેટલા હવે ઢોંગ કરીશ પણ તારાથી હું બીલકુલ ડરવાનો નથી. તું એક સ્ત્રીને કઇ ન કરી શકયો તો પછી મરદને શું કરવાનો હતો. મારી પરસનના હસ્તથીજ તારૂં ખુન થયું છે. તે તને કયાં ખબર નથી તો પછી મને સતાવવાથી શું લાભ મળવાનો હતો. તારાથી હવે બીલકુલ કંઇ પણ થઇ શકવાનું નથી. દુષ્ટ! તું યાદ રાખજે કે આ ત્રીભોવનદાસ વૈરની વસુલાત લીધા સિવાય રહેશે નહિ. અને તેનો બદલો જ્યારે લઇશ ત્યારેજ મારૂં અંતઃકરણ ટંઢુ થશે."

પાછા તેના વિચારો બદલાવવાથી પુનઃ બોલી ઉઠયો.

"મારી સર્વ આશાઓને નષ્ટ કરનાર પીસાચ! તેંજ મારા મણીનું હરણ કર્યું છે. અને બીચારી નીર્દોષ પરસનના શીર ઉપર ખોટા આરોપ મુકાવ્યો છે. મને ખાત્રી છે કે મારી પરસન તે

પ્રમાણે કરે નહિ. પણ હાય! પરસન ક્યાં છે? પરસન વિના હું દિવાનો બની ગયો છું મારી રૂપની રંભા આજ બે વરસથી મને મુકી પલાયન થઈ ગઈ છે. તે કદાપી કાળે મને દર્શન દેવાની નથી. હાય! મારી મનોહર પરસન તું ક્યાં છે? જ્યાં હોય ત્યાંથી આવી તારા દર્શનના અભીલાષીને દર્શનનો લાભ આપ, મારી ચક્ષુ આગળ રાખેલી પરસન જ્યારથી મારી આગળથી દુર થઈ છે. ત્યારથી મને બીલકુલ ચેન પડતું નથી. તારી માળા જપુ છું તારાજ નામનો મંત્ર ભણું છું. આવો મારી રસીલી પરસન એક વખત તમારા દર્શના તુરને દર્શન કરાવી ભાગ્યશાળી બનાવો.

(પાછા વિચારો બદલાયા) "મણી તું પણ મારી પુર્ણ દુસ્મન થઇ છે. અને તેથી મારી સર્વ આશા નિષ્ફળ નીવડી છે. મને દરીદ્રી ભીખારી કરવા બેઠી છે, તારા ઉપર આધાર રાખ્યો તેનીજ તેં દુર દશા કરી છે. તેનીજ મને શિક્ષા આપી છે. ભરૂંસાની ભેંસ પાડોજણે તેવોજ પ્રકાર મારો કર્યો છે. તેં મને ખરેખર દગો દીધો છે. તારી માતુશ્રી ચંડાળના વાકયોથી ભોળવાઈ ગઇ તેમ તું પણ ભોળવાઈ તેની સાથે ચાલતી થઇ છે. ચંડાળણી હું હવે ધનસ્યામ ને શું જવાબ આપીશ, તારા લીધેલા સાડી ત્રણ હજાર રૂપીઆમાંથી એક હજાર કયા રસ્તે ગયા તેની પણ ખબર નથી. તેનો પણ જવાબ કયાંથી આપુ તે ઉપાય પણ બીલકુલ સુજતો નથી, હાય! એક બીજી પીડા ભેગી થઇ.

કહી ત્રીભોવનદાસ શાંન્ત થઇ બેસી રહ્યા પાછો તેને કંઇ વિચાર આવવાથી ન્યુસ પેપરના પૃષ્ટ આમતેમ ઉથલાવવા લાગ્યો ન્યુસ પેપર વાંચવામાં એટલો બધો ગુલતાન થઇ ગયો હતો કે પોતાને

કોઈ ઝટકો મારે તો પણ શુદ્ધીમાં આવે તેમ હતું નહિ, ન્યુસપેપરમાં ગુલતાન થયેલો ત્રીભોવનદાસને કંઈ પોતાના લાભનું વાંચતાંજ ચમક્યો. ઉજાસ સારી પેઠે આવવા છતાં પુનઃ બારી પાસે જઈ બેઠો કંઈ મનમાંજ વાંચતાની સાથે તેનું મુખારવીંદ પ્રફુલ્લીત થઇ ગયું હૃદય કમળની માફક ખીલ્યું મુખ ઉપર જે ઉદાસીનતાની છાયા હતી તે એકદમ પલાયન થઈ ગઇ, અને હસ્તમાં ન્યુશ પેપર લઈ સીટી બજાવતો આમ તેમ આંટા મારવા લાગ્યો. પાછા તેને વિચાર થઇ આવવાથી પુનઃ બારી પાસે જઈ નીચે મુજબ બોલવા લાગ્યો......

જોઇએ છીએ એક સ્વરૂપનવાન બાળા વયે ઉમર પંદરની આસરે સારા વણીક ગ્રહસ્થને ત્યાં ધર્મ પત્ની કરીને રાખવા માટે ગમે તે ન્યાતની હશે તો પણ ન્યાતનો બાધ નથી. ભરણ પોષણ કરનારને દશ હજાર રૂપીઆની રકમ મળશે, દિવસ આઠની અંદર ખબર આપવાથી જેની પ્રથમ ખબર આવેથી માગણી પ્રથમ આવેલી કબુલ કરવામાં આવશે. મોહનલાલ સારાભાઇની કંપની ઠે૦ શુભેચ્છ મંડળી કાનપુર.

ત્રીભોવનદાસ વાંચી રહ્યો કે તરત વિચારમાં પડી ગયો. અને પોતાના મન સાથે વિચાર નીર્ણય કરી પુનઃ બોલવા લાગ્યો...

"પહેલો મારે તે કદી ન હારે. પ્રથમ પહેલી હું ખબર આપી દઉં તો પછી બીજા ટપકતા રહેવાના. હાલના જમાનામાં આવા ઘણા ગ્રાહક થાય છે. તેથી કેટલાક લોકો તો રૂપીઆ ખાવાની લાલચે, ધનવાન થવાની ઇચ્છાથી કન્યાના લગ્ન પણ કરતા નથી માટે દરેકને ત્યાં એકાદ તો છોકરી હોવી જોઇએ. માટે મારા બેટા પહેલી ખબર આપી દેતો પછી હાથમાં આવેલો કોળીઓ જાય.

બીચારા ભુખે મરતાં તેમ પણ કરી લે. માટે હવે ઢીલ શું કરવી!" પાછા વિચાર બદલાયા.

"પણ બોલ્યા ઘનશ્યામદાસને ત્યાં સગાઇ કરી છે. તેનું પછી શું કરવાનું" કંઈ થોભ્યો પણ પાછો બોલવા લાગ્યો "એમાં થઈ શું ગયું. લઈ લે તેના સાડા ત્રણ હજાર અને વેગળો રહે. પણ સાડા છ હજાર તો આપણા છે ને? એમાં વળી વિચાર શું કરવો. તેને વળી રૂપીઆ આપવા ના આપવા મારી ખુશીની વાત છે, ના આપું તો તે શું કરવાનો હતો. અને કદાચ ન્યાતવાળાને કહી દે તો પણ ફાવે નહિ ઉલટી ન્યાત ગળે પડે કે તેં કેમ આપ્યા. માટે એક કાંકરીથી બે પક્ષી મરશે. ઠીક લાગ આવ્યો છે. આવો સમય કદાપી આવવાનો નથી. માટે લાવ કાગળને ખડીઓ હલકારેથી લખી કાઢું કાગળ અને તેથી હલકારેથી કામ થઇ જાય."

આ પ્રમાણે ત્રીભોવનદાસ વિચાર કરી જેવો ઊભો થવા જાય છે કે પાછા તેના વિચાર બદલાવવાથી પુનઃ બોલી ઊઠયો.

"કાગળને આગળ કંઇ કામના નથી. બે પૈસાના કાગળ ઉપર કોણ દેખરેખ રાખે છે. ધણી મળ્યો કે ના મળ્યો, કે દુસ્મના વટ કે ઝટ કરતાં ફાડી નાંખી બાળી મુકે. માટે કાગળ તો લખવો નહિ. પણ રજીસ્ટર કરતું એટલે હાથો હાથ પહોંચી જાય. માટે તેમાં પણ કાગળ લખવાની જરૂર પડશે. માટે ખડીઆ સિવાય ચાલે તેમ નથી." એટલામાં પાછો વિચાર ફર્યો "રજીસ્ટર શું કરવા કરવું પડે. આજ કાલ બીચારા પોષ્ટના માણસો ભુખે મરતા પગાર વધારવા બાબત હડતાલ પાડીને બેઠા છે. માટે રજીસ્ટર કદાચ પહોંચ્યું કે ના પહોંચ્યું તો પછી હાથમાં આવેલું ધુળ મળે, માટે સૌથી સૈરસ

ઉપાય તારનો છે. માટે ચાલ દશ હજાર લેવાનો તાર કરી આવું-એટલે તરત ખબર તો મળી જાય" કહી ત્રીભોવનદાસે કપડાં પહેર્યાં તાર જેટલા પૈસા ખીસામાં ઘાલતાં પૈસાના સામે દ્રષ્ટી કરતાંની સાથે "દશ હજાર લેવાનો તાર" કહી ઘરમાંથી બહાર નીકળ્યો.

વ્હાલા સુજ્ઞ વાંચક બંધુ તમારે ત્રીભોવનદાસના ઉદ્‌ગારો ઉપર ખોટું લગાડવાનું કારણ નથી. દરેક માતા પીતાઓ પોતાના સંતાનોના હિતેચ્છુ. અને દુઃખે દુઃખી થનાર છે. શું ! દરેક જણ તે પ્રમાણે કરતા હશે? નહિ પણ સોમાં એક ત્રીભોવનદાસ જેવો પાપી પુરૂષ હોય છે. તેજ તે પ્રમાણે કરે છે. ત્રીભોવનદાસ પોતાના સ્વાર્થની ખાતર પોતાના વચનની પરવા નહિ રાખતાં બાળકના ભવિષ્યનો ખ્યાલ નહિ કરતાં વચન ઉપર, બાળકની જીંદગાની ઉપર પાણી ફેરવવાને માટે ચાલતો થયો. જે પોતાનું આપેલું વચન ખોટું. તેણેજ પોતાનો ધર્મ ખોયો છે. વચન ખોનાર મનુષ્ય નહિ પણ મનુષ્યરૂપે દાનવ સમજવા. તેવા વર્ણશંકર વચનના ખોનારને ધિક્કાર છે. માટે જે કામ કરો. જે વચન બોલો તે પોતાના પ્રાણથી અધીક પ્રીય ગણીને પાળો, તેથી પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે. સત્ય વચન તેજ પવિત્રતા છે. અને તેનાથીજ મોક્ષ ગતી મળે છે. હરિશ્ચંદ્ર, તારામતી, પાંચ પાંડવો પોતાના વચનને માટે વને વન, જંગલે જંગલ આથડયા છે. છતાં પોતાનું વચન ખોટું નહિ હતું માટે તેવા પુરૂષોને ધન્ય છે. અને પોતાના સ્વાર્થને ખાતર બોલ્યું અબોલ્યું કરનારને ધિક્કાર છે.

---

# પ્રકરણ ૨૧ મું



## કેદીઓનો છુટકારો



આપણે હવે શાંન્તીલાલ ઇન્સ્પેકટર સાહેબ બહાદુરની ખબર લઇએ પરસનના વિલાસ ભુવનમાં બંને પોલીસ અમલદારો સુખવિલાસ ભોગવે છે કે દુઃખ વિલાસને તે આપણે જોઇએ. જે કોટડીની અંદર મણી અને સુંદરને બંદીવાન બનાવ્યા છે. તેની ચોડે છેડે તે કોટડીની પાછળ તેના જેવીજ બીજી એક કોટડી આવેલી છે. રાત્રીના નવ વાગ્યાનો સમય છે. વિલાસ ભુવનની અંદર પ્રકાશીત ઝુંમરો બળ્યા કરે છે. હાંડીઓના ગલાસની અંદર નીકળતા તેજથી રસ્તા ઉપર ચાંદની રાત પથરાઈ ગએલી હોય એમ જણાય છે. સુકંદથી ગાનતાન થઇ રહયા છે. કેટલાક વિષયાંધ પુરૂષો તેના લટકા મટકાથી મોહપામી પરસનની પાપી મોહજાળમાં ફસાયા સિવાય રહેતા નથી. માત્ર બંને કોટડીઓની અંદર અંધકાર થઇ રહયો છે. બીજી કેટલીક અંધકાર કોટડીઓનો પારજ નથી તે કોટડીઓ એક ચોગાનની અંદર આવેલી છે. તેની અંદર કચરો એટલો બધો પડેલો છે કે ઝેરી જનાવરો પણ પોતાનું સ્થાન સમજી તેની અંદર ભરાઇ રહેલા દ્રષ્ટી ગોચર થયા સિવાય રહેતા નથી તે અંધકાર કોટડીઓ વિલાસીના તાબામાં જે સ્ત્રી ન આવે તેને દુ:ખદેવા માટે બંધાવેલી હતી. દુસ્મનનું કામ કરનારી કોટડીઓ એ

કેટલીક સ્ત્રીઓના શીયળનો ભંગ કરાવેલો છે એ કોટડી પૈકી એકમાં સુંદર અને મણી, અને બીજીમાં શાંન્તીલાલ અને ઇન્સ્પેકટર સાહેબનું નિવાસ સ્થાન થઇ રહયુ છે. શાંન્તીલાલ અને ઇન્સ્પેકટર અંધારી કોટડીની અંદર આમતેમ આંટા મારી રહ્યા છે. બે દિવસના ઉપવાસને લીધે ઇન્સ્પેકટર સાહેબનું મુખારવીંદ નીસ્તેજ થઈ ગયું છે. મુખપરથી રતાશ પલાયન થઇ શ્યામ થઇ ગયું છે. પોતે જે કાળી કફની લાવ્યા હતા તે ઉપર મૌન ધારણ કરી ઇન્સ્પેકટર સાહેબ લાંબા થઈ ગયા. શાંન્તીલાલ પણ તેની પાસે બેસી ગયો. શાંન્તીલાલનું મુખાર્વીંદ પ્રફુલ્લીત જણાય છે. તેની ચળકતી ચક્ષુઓ ચારે બાજુએ ફરી રહી છે. લગનની ખુસાલીમાં ચાંદની અંદર બેઠા હોય એમ જણાય છે. તો આ બાજુ ઇન્સ્પેકટર સાહેબના પેટની અંદર ખાડા પડી ગયા હતા. પેટમાંના આંતરડા કુડુકુડુ કરતાં હોય એમ ધ્વની સંભળાતો હતો ક્ષુધાથી કંટાળેલા ઇન્સ્પેકટર સાહેબના ચક્ષુઓ મીંચાઈ જતાં હતા. વારંવાર નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખતા હતા. તેવામાં તેમને સુજ નહિ પડવાથી હિંમત રાખી પુનઃ શાંન્તીલાલ સામે દ્રષ્ટી કરી બોલવા લાગ્યા.

"શાંન્તીલાલ નોકરી કરી તો પણ શું અને ના કરી તો પણ શું ધિક્કાર છે નોકરીને કે બે દિવસથી અન્ન જોયું નથી. વળી પોલીસની નોકરીમાં તો ભોગ લાગ્યા હશે કે પડશે. નહિ ઘરના નહિ બહારના ભુખે દિવશો કાઢવા. હવે શું થશે જો બે દિવસ થયા અને બીજા બે દિવસ થશે. તો એમ સમજ કે મૃત્યું નજીકમાં આવ્યું. મને મારી પાછળ ચમકતો લાગી રહ્યા છે. માટે હવે તો કંઇ છુટકારો થાય તો સારૂં.

"વાહરે! મારા ઇન્સ્પેકટર સાહેબ આટલા બે દિવસમાં કંટાળી ગયા તો પછી. વધારે દિવસ ક્યાંથી રહેવાશે. ધન્ય છે, પોલીશ સિપાઇઓને કે દશ કે પંદર ગાઉની મુસાફરી કરી પ્રાણની પરવા રાખ્યા સિવાય ગુન્હેગારોને ઘસડી લાવે છે. છતાં પોલીશ અમલદારોના મુખમાંથી તમે કંઇ નથી કરતા એવા શબ્દો નીકળે છે. જેટલું આપને દુઃખ થાય છે. છેથી અધીક દુઃખ અમને થતું હશે. પણ કોને કહે બીજારા મુગા મુગા સુખ કે દુઃખ વેઠીને નોકરીઓ કરે છે. પગાર ઉપર આધાર રાખી પોતાના તનની આહુતી આપે છે. મૃત્યુની દેહશત નહિ રાખતા ખુન કરનાર ખુની છે. એમ જાણે છે છતાં બીલકુલ અચકાયા નથી અને એકદમ અમલદારના સ્વાધીન કરે છે. ત્યારે અમલદારો દમ, માર, પીટ, કરી સાચું બોલાવે છે. અને ખુનીનો સમય સારો હોય છે તો રૂશવત આપી છુટી જાય છે. ખીસાં ભરાયાં અટલે દુનીઆ જીત્યા પણ રૂશવતનો ભાગ પણ કોઇને આપતા નથી, શું તેજ નોકરીની કદર ત્યારે સાહેબ એવા અમલદારો થવા કરતાં તેમજ સ્વાર્થી લાલચો રાખવા કરતાં હુન્નરફ બાર દરજ્જે સારો છે,

માટે આજે આપણો વખત દુઃખનો છે. આપણે ખુની છીએ. એમ માનીલો પ્રભુની મહેરબાની કે મેથી પાક મળ્યો નથી, અને કદાચ મળે તો આપણે શું કરવાના હતા. મારા ઇન્સ્પેટર સાહેબ આપ પોતે છો આપણા હુકમથી કેદ પણ થઈ શકું, પણ આપણે બંને એક ઓહ્દા ઉપર છીએ. એટલે આપણો ઇન્સ્પેકટર સાહેબ પરસન છે. તેમના હુકમથી કેદ થયા છીએ. પણ તે લાંચથી મુંકી દે તેમ નથી. ત્યારે સાહેબ ખરો અમલદાર કોણ "પરસન" ઇન્સ્પેકટર સાહેબે પ્રત્યુતર આપ્યો. ત્યારે ભુખ લાગી હોય તો આપણા ઇન્સ્પેકટર સાહેબને કહો. મારાથી કંઇપણ થઇ શકતું નથી,"

કહી શાંન્તીલાલ શાંન્ત થઇ બેસી રહયો, કે ઇન્સ્પેકટર સાહેબ પુનઃ બોલી ઉઠયો.

"શાંન્તીલાલ લેવા ગઇ પુત અને ખોઈ બેઠી ખસમ. એવોજ ઘાટ થઇ ગયો છે, તારા મનમાં ખુશી છે, પણ મારો તો જીવ જાય છે. મારાં કાળજાં ઉથલપાથલ થઈ જાય છે. તારી આવી ગેર વર્તણું કથી હું કંટાળી ગયો છું. અને હવે પછી હું કોઇ દિવસે આવવાનો નથી. ' ઇન્સ્પેકટર સાહેબે કંટાળીને કહ્યું. "મારા સાહેબ મહેરબાન. આ વખત તમારો નથી. આપ મારા સાહેબ નથી. વધારે રૂવાબ કરશો તો હું મારા નવીન સાહેબને કહી દઇશ. હું તમારા તાબાનો નથી. તમે અને હું બંને એક જગો ઉપર છીએ. માટે તમારે મારા ઉપર હુકમ ચલાવવો નહિ. મારા ઇન્સ્પેકટર સાહેબ આપ નથી. પણ પરસન છે. આપ એમ સમજી લો કે હું એક કોન્સટેબલ છું. અને પરસન ઈન્સ્પેકટર સાહેબ છે. અને જ્યારે આપ જે વખતે ઇન્સ્પેકટર સાહેબ હતા તે વખતે તાબાના સિપાઇઓ ઉપર હુકમ કરી આપના સુખને માટે બિચારા ટુંક પગારના સિપાઇઓ હુકમનો અમલ કરતા આપના ભલાને ખાતર આપના સુખને માટે દુઃખી થતા. રખડપટી કરી ગુન્હેગારોને પકડી લાવતા છતાં ખાય ખોડી અને પડે હજાઇના શીર. તેમ કરે સીપાઇ દુઃખી થાય સિપાઇ ઓને ચાન્સ લેવા માટે સારા કહેવરાવવા માટે બિચારા સિપાઇને દશ કે બાર રૂપીઆ આપી આબરૂ લેતા. તો પણ કાશીના કરવતની માફક બિચારા સિપાઇને રહેવાનું, સારૂં કરે યા બુરૂં કરે તો પણ કઇ કર્યું નથી. એમ કહેવાય મોટા છાશ પીએ તો એ દુધ કહેવાય. અને નાના દુધ પીએ તો એ છાશ કહેવાય. શું ! ન્યાય સાહેબ આપને જેટલું

દુઃખ થાય છે. તેટલું દુઃખ હાથ નીચેના તાબાના નોકરને કેમ નહિ થતું હોય. ને આપ સાહેબજીએ ખ્યાલ કરવો જોઇએ. જ્યારે અમલદારો પક્ષપાતી લાંચીઆ થાય અને તેવા થવાની ટેવ પાડે તો કેમ કરીને સુધરે. માટે જે કામ કરે તેનો લાભ દરેક અધીકારી આપે તો પછી બાકી કંઈ રહે નહિ. પણ અમલદારો ખીસાં ભરવામાં સમજે તો પછી સીપાઇ ગુન્હેગારોને કેવી રીતે પકડીને લાવે. તમે થડથી ચઢો તો પછી નોકરો ડાળે ડાળે ફરી રૈયત રૂપી વૃક્ષની મરકટ થઈ પાયમાલ કરે તેમાં નવાઇ નથી.

અમલદારના અંતઃકરણની અંદર દયા, પ્રેમ, પવિત્રતા હોય તોજ અમલદાર અમલદારી કરી શકે. રૈયત સુખી થાય. અને નોકરી વફાદાર થાય તેમાં બીલકુલ શક નથી. અમલદારો એક ચીઠ્ઠી ઉપર ગુન્હેગારને છોડી મુકે છે. તો પછી નોકરો બારોબાર પૈસા લઇને કેમ ન છોડી મુકે. એક વખત ગુન્હેગારને ચીઠ્ઠી ઉપર છોડયા પછી બીજો ગુન્હો કરવાને તૈયારી કરે છે. નોકરો બીચારા સાહેબનો બીછાનવાળો છે. માટે તેને ગુન્હો કર્યા છતાં રજુ કરતાં નથી. પણ છેવટે તેથી અનર્થ, અન્યાય, અનીતિ થાય છે. ગુન્હો કરનાર અનીતિવાન નથી. પણ તેને નિર્દોષ કરનાર અનીતિવાન છે. અધર્મી છે. માટે સાહેબજી દુનીઆની અંદર લુંટ, વ્યભિચાર, અનીતિ, અધર્મ તેવા અમલદારોથીજ ચાલી રહેલા છે. માટે અમલદારે પ્રથમ પવિત્ર થઈ બીજાને તેમ કરવાની ફરજ પાડવી. આથી રૈયત સુખી થશે. પરમાત્મા રાજી થશે. અને માલીક પ્રત્યે વફાદાર કહેવાશે સાહેબ રૈયતના સુખની ખાતર દુઃખ પડે તે સુખ સમજી લેવું. ભલે મારો પ્રાણ જતો હોય અને રૈયતને સુખ મળતું હોય તો હું મરવા

તૈયાર છું. માટે સાહેબજી આ કામથી આપને ઇજ્જત. આબરૂ મળવાની. માટે પ્રભુના તરફ સાફ દીલથી પ્રાર્થના કરો કે પરમાત્મા આપણા હૃદયમાં સદબુદ્ધી આપે" કહી શાંન્તીલાલ શાંન્ત થયો.

"શાંન્તીલાલ તમારી કેટલીક બાબતો લાભ કર્તા પણ છે. અને નુકશાન કરતા પણ છે. આ સમય નથી સતયુગનો કે સીધી રીતે માની જાય પણ આતો કળીયુગ છે. એટલે કંઈ વાંકી આંગળી કર્યા સિવાય ધી નીકળતું નથી. તેમ દાબ વિના કામ થઈ શકતું નથી. હાથ નીચેના કેટલાક સિપાઇઓ એવા હોય છે કે ઉપકારનો બદલો અપકારથી આપે છે. અર્થનો અનર્થ કરે છે. એવા સિપાઇઓ ઉપર રહેમ રાખવાથી દયા ડાકણને ખાય છે. સારા અમલદારોનું અપમાન કરવા તૈયાર થઈ જાય છે, માટે નોકર, છોકરો, ગુન્હેગાર, સ્ત્રી ચાર ઉપર તો અવસ્ય દાબ રાખવો જોઇએ. આપણી નોકરી દયાની નથી. પણ ચમત્કારે નમસ્કારની છે. તોજ હલકારેથી હાલે છે. અને એવી રહમ રાખવા જાઇએ તો પછી ધોળાદીએ ધાડ પડયા સિવાય રહે નહિ." ઇન્સ્પેકટર સાહેબે પોતાનો અભીપ્રાય જણાવ્યો.

"સાહેબજી આપનું કહેવું વ્યાજબી છે. પણ દરેકને ચમત્કાર દેખાડવાથી મહાન પ્રભુના ગુન્હેગાર થવાય છે. આપણું ખાતું રૈયતના સુખને માટે, સતી સન્નારીઓના શીયળના રક્ષણને માટે, પવિત્ર પુરૂષની આબરૂ સાચવવાને માટે સરકારે લાખો રૂપીઆ આપી કાઢેલું છે. પણ બીચારા નિર્દોષ જનોના ગળાં રેશવાને માટે કાઢયું નથી. જેવું કામ તેવું વર્તન કરવું જોઇએ. ને. એટલા મીઠા થઈ જાઇએ કે લોકો ખાઇ જાય ને એટલા કડવા થઇએ કે થુંકી દે. નિયમ પ્રમાણે રહેવું તેજ સર્વ શ્રેષ્ટ છે. જેટલું કામ દાબથી થતું નથી.

તેટલું કામ પ્રેમથી થાય છે. માટે તાબાના નોકરો ઉપર અવશ્ય કરીને તેમના વર્તન મુજબ પ્રેમ રાખવાની જરૂર છે.

આપણા ખાતાના કેટલાક મનુષ્યો બીચારી કંગાલ રાંકડી પ્રજાને દુઃખ આપવામાં બાકી રાખતી નથી. પોતાના સ્વાર્થને માટે ગરીબની ગરદન ઉપર છરી મુકવાને તૈયાર થાય છે. શીર ઉપર પોલીસ મોનોગ્રામ આવ્યો કે દુનીઆના સાહેબ થઇ ગયા એમ મુર્ખ મનુષ્ય સમજે છે. પણ તેઓ શું લાવ્યા. દુનીઆના સાહેબ પરમાત્મા છે. પણ પોલીશના સિપાઇ નથી. પણ રેયત તો એમ સમજે છે કે યમદુતો આવ્યા. હર હર, શું તે ત્રાસ નહિ તો પછી શું. ત્યારેજ રૈયતના મુખમાંથી એવું નીકળે છે. આપણે દુનીઆના સાહેબ નથી. પણ રક્ષક છીએ. બલકે નોકર છીએ.

હાલમાં ચોરી લુચ્ચાઇ, વ્યભિચાર, થાય છે. તેનું કારણ રૂશવત સિવાય બીજું કંઇ હોયજ નહિ. દરેક ખાતામાં અધર્મ, અનીતિએ એટલો બેહદ અમલ શરૂ કરી દીધો છે કે તેનો પાર નથી. તેનું કારણ પણ તેજ છે. દરેક ખાતાના માણસો રૂશવતને ધિક્કારે તો હિંમત નથી કે કંઈ પણ અકસ્માત થઈ શકે.

ન્યાય કયાં છે? બે આંગળની ચીઠ્ઠી ઉપર "અમારો માણસ છે" એટલું લખાવવાથી ગુન્હેગાર નીર્દોષ બને છે. અને ખુનના આરોપમાંથી બચી જાય છે. અફસોસ ધર્મની ગાદી ઉપર બેસનાર અમલદારો ધર્મના ઉપર થાપ મારી અધર્મ કરે છે, તેવા પુરૂષોને ધીક્કાર છે. સાહેબજી આપ આ કોટડીની અંદર દુઃખી થતાં હશો. પણ તે દુઃખ નથી, પણ ધર્મ અને નીતિ સચવાય છે. અને

દુઃખ તેજ પરોપકાર તેમજ નીમક હલાલી છે, પ્રજાના સુખને માટે દુઃખ પડે તેને સુખ સમજી લેવાનું છે. અને નીમકહલાલીથી આપણા અન્નદાતાના હુકમ મુજબ વર્તવું તેજ આપણો ધર્મ છે,

શાંન્તીલાલના લંબાણ ભાષણથી ઇન્સ્પેક્ટર સાહેબ શાંન્તીલાલ સામે જોઇ રહ્યા, નોકરી મોજશોખની નથી. ખરા તન, મન, અને ધનની કસોટી છે. એમ સમજવા લાગ્યા. પ્રજા ઉપરનો પ્રેમ એકદમ અંતઃકરણની અંદર આવવાથી પુનઃ બોલી ઉઠયા.

"જેટલી નોકરી દુઃખની તેજ આપણી સર્વીસની જીંદગાની છે. રૂશવત એ નર્કમાં લઇ જનાર રાક્ષસી છે. સરકાર પગાર આપે છે. ગુન્હેગારો પકડનારને ઇનામો આપે છે. છતાં નીમકહરામ થઇ રૂશવતો ખાય છે. તેવા સીપાઇ તેમજ અમલદારોનું બીલકુલ શ્રેય થતું નથી. તે રૂશવતોથી ગુન્હેગાર નીર્દોષને, દોષીત કરે છે. ધનવાન મનુષ્યો ખુનના આરોપમાંથી બચી જાય છે. અને બીચારા નીર્દોષ ગરીબ જનો માર્યા જાય છે. ખરો ધર્મ હુકમ મુજબ કામ કરવાનો છે. કાયદો રંક કે રાજા દાસી કે રાણી, અમીર કે ફકીર, સંન્યાસી કે જોગી કે ભોગી દરેકને માટે સરખો છે.

હાલ ચાલુ જમાનામાં રાજા કરે તે ન્યાય અને પ્રજા કરે તે અન્યાય. રાજા કાયદાને બહાર પાડી તેનો અમલ કરવા પ્રજાને ફરજ પાડે છે. અને રાજા પોતે તેમજ અમલદાર પોતે અન્યાય કરે છે. છતાં ન્યાયના ત્રાજવામાંજ એમ સમજે છે. પણ તેવો ન્યાય કરનાર નથી. પણ કેવળ અધર્મ કરે છે. અને રાજા, અથવા તો અંમલદાર કરે તે પ્રમાણે પ્રજા વર્ગમાંથી કોઇ કરે તો, તેને ગુચવી નાંખે છે,

અને તેને ખરાબ કરવાનો ઉપાય શોધે છે. શાંન્તીલાલ ધીક્કાર છે, અન્યાયને રસ્તે ચાલનાર મનુષ્યોને" આ પ્રમાણે ઇન્સ્પેકટર બોલી રહ્યા છે. એટલામાં કોટડીની દિવાલ કોઈ કોચતું હોય એવો અવાજ મીનીટ, મીનીટના, અંતરે થવાથી ઇન્સ્પેકટર સાહેબ ચમકયા. અને અને તેમનું મગજ તે બાજુ ફરવાથી પુનઃ બોલવા લાગ્યા.

"શાંન્તીલાલ ! આ વળી દાઝયા ઉપર દામ કયાંથી થવા લાગ્યો. કોઇ દિવાલ કોચતું હોય એમ જણાય છે. શાંન્તીલાલ આપણા ભોગ લાગ્યા. કે આ વિલાસ ભુવનમાં આવ્યા" શાંન્તીલાલે જીવવાની આશા મુકતાં કહ્યું.

"સાહેબ ગભરાશો નહિ. તમારૂં અંતઃકરણ મલીન કરશો નહિ. જેને રાખવા વાળો રામ છે. તેને મારનાર કોણ છે. પ્રભુ પ્રાણી માત્રનો બચાવનાર છે. તેના બાળકની તેને ચિંન્તા છે" આ પ્રમાણે શાંન્તીલાલ ધીરજના વાકયથી ઇન્સ્પેકટર સાહેબને હિંમત આપી રહયો છે. એટલામાં દિવાલની અંદરથી એક ઈંટ પડતાંની સાથે ગાબડું પડયું. બંનેની દ્રષ્ટી તે તરફ વળી કે પુનઃ એક માણસ નીકળી શકે એટલી જગો થવાથી બહારથી એક માણસ અંદર આવ્યો. કે ચાલાક શાંન્તીલાલે પડેલા ગાબડામાંથી આવતા ઊજાસથી ઓળખ્યો. કે " કોણ જયંતીલાલ " હા, ધીરેથી હકારમાં આજવાબ આપી ત્રણે જણ બહાર નીકળ્યા. કે શાંન્તીલાલને સુંદર અને મણીનો ખ્યાલ થવાથી તાળાને ભાંગી નાંખી દ્વાર ઊઘાડી ભાઇબ્હેનને બહાર કાઢી તેમનાથી નસાય ત્યાં સુધી નાસી સરીઆમ રાજમાર્ગ ઉપર થોભ્યા ઇન્સ્પેકટર સાહેબ પોતાના મકાન તરફ ગયા. શાન્તીલાલ સુંદર મણીને મુકવા માટે ત્રીભોવનદાસના ઘર તરફ ચાલતો થયો.

મારા સુજ્ઞ વાંચક બંધુ મહાન પરમાત્મા હંમેશાં ધર્મ, નીતિ પરોપકાર અર્થે પોતાના પ્રાણની આહુતી આપનારને સહાય થાય છે. તેમની નીશકામી દ્રષ્ટી પ્રવાહી, નીર્જીવ, જીવવાળા પદાર્થ દેખાયા સિવાય રહેતા નથી. આખી સૃષ્ટી એક ચક્ષુથીજ પરમાત્મા જુએ છે. અને મનુષ્યોને પોતાના તરફ આવતા જોઇ તેને મહાન પ્રભુ સહાય કરે છે. અને તેના હુકમ મુજબ નહિ ચાલનારને તેના ફળ તુરતા તુરત આપે છે. માટે ગમે તેટલું દુઃખ પડે પણ નીતી, ધર્મ, અને પરમાર્થ કદાપી કાળે છોડવો નહિ. અસ્તુઃ



## પ્રકરણ ૨૨ સું.





**શું! આ સુખ મારા માટે છે?**

સવારના પહોરમાં માણેક નીત્ય નીયમ પ્રમાણે મહાન પરમાત્માની ભક્તી કરી શાંન્ત થઇ બેઠેલી છે. એવામાં તેનું મગજ ફરવા લાગ્યું. બીજા બીજા વિચારો થવા લાગ્યા. સુંદર અને મણી તેની દૃષ્ટિએ તરી આવ્યાં. ક્ષુધાથી સુંદર જમીન ઉપર તરફડીઆં મારતો હોય એવું તેની દ્રષ્ટિએ દેખાવવાથી પુનઃ બોલી ઉઠી.

"હાય! પ્રભુ મારા કોમળ બાળકની આ દશા! હાય! સુંદર ભાઇ બેટા! સુંદર તને શું થાય છે. બોલો! પ્રીય પુત્ર એક વખત આ દુઃખી માતાની સાથે બોલો. હાય! તારી દશા જોઈ મારૂં અંતઃકરણ ચિરાઈ જાય છે. તારી દુખી માતા ઉપર આવી રીતે રિસાવાનું શું કારણ છે. વ્હાલા પુત્ર! આવો મારી છાતી સાથે લપાવો. હાય! સુંદર તું જમીન ઉપરથી ઉઠી મારી પાસે આવ. જમીન ઉપર પડેલા ખાડા, કાંકરા તને ખુચતા હશે. શું! તારી પથારી જમીન છે? નહિ મારા પ્રીય પુત્ર, મારો સાળુ તારે માટે તૈયાર છે. તારા માટે આ સાળુ તો શું પણ મારી ચામડી તૈયાર છે.

"સાળું સુંવાળા રેશમીરે ફુળમાં મીલાવું પલકમાં,
પ્રીય પુત્ર સુંદર તને હેતથી સુંવાડું હુંફમાં.
તારા થકી શું અધીક છે. મુજ કે આ ચામડી,
તોડી, ફાડી, નાંખી દઉં હું તારા પરથી આજ ઘડી– ખરી

આ દેહ પણ તારાથી વ્હાલી નથી. હાય! મારા સુંદર તારો ક્ષુધાથી પ્રાણ જતો જણાય છે. હાય! પ્રભુ સહાય થાઓ" ચક્કર આવવાથી માણેક ચક્ષુઓ દાબી શાંન્ત થઈ જમીન ઉપર બેસી ગઇ. કંઈ શાન્તી વળવાથી બને ઢીંચણો વચ્ચે શીર રાખી થોડી વાર સુધી તેજ સ્થીતિમાં મૌન્ય ધારણ કરી બેસી રહી પાછા તેના વિચાર બદલવવાથી ઉભી થઈ પુનઃ બોલવા લાગી.

"પરસન! પરસન. નિર્દોષ બાળકને હણીશ નહિ. મારા રત્ન સરખાં બાળકને દુઃખ દઇશ નહિ. તારો જુલ્મ ચરખો બંધ કર. જુલ્મી તારા જુલમથી પૃથ્વી માતા ધ્રુજી રહી છે. તારા જુલ્મથી બાળ સૂર્ય પણ જુવાન જેટલું જોર બતાવી અતીશય ક્રોધથી તપી રહ્યા છે. ભાનુ સૂર્ય નારાયણ પાપીઓને બાળવા માટે તમારો ક્રોધ પરસન ઉપર નાંખો. તમો પુર્ણ કળાથી પ્રકાસી પાપીઓનો પ્રલય કરી. દો. હા! એજ પાપી પરસન તેજ છે. તમારી દષ્ટિએ દેખાય છે. તેજ સીતમની કરનાર પરસન છે. હાય! સીતમગરને શીરે છુરી છે. તે નક્કી સમજી લેજે. અધર્મ તેજ તારો પાપકુંદ અને તારો અધર્મ પરમાત્માને પ્રીય નથી. તું જેટલો જુલ્મ કરેછે. જેટલો નહિ પણ તેથી અધીક જુલ્મ તારા ઉપર થવાનો બસકર! ચંડાળણી. બસકર. તારા ગુલબદનને નર્કના કીડાને ભક્ષ કરાવીસ નહિ. હાય! પ્રભુ મારા બાળકને બચાવો કહી માણેક શાંન્ત થઇ પાછા તેના મગજની અંદર વિચાર થઈ આવવાથી પાછી પુનઃ બોલી ઊઠી...

"પરસન સુંદર અને માણી મારાં બાળક નથી. પણ હું તારાં સમજું છું. મારી પાસેથી તારી સાથે આવ્યાં છે. ત્યારથી તને

આપેલાં છે. તનેજ અર્પણ કરેલાં છે. તારાજ ખોળે મુકયાં છે. મારાં અને રત્નો તારા હસ્તમાં આપેલાં છે. તનેજ મારા બાળકની માતા આજથી બનાવીછે. તુંજ તેની માતાછે. પણ ખબરદાર! પુત્ર પરસ્પર પ્રેમ ભુલીશ નહિ. મારાં અને રમકડાંને ફોડીશ નહિ. તને સાચવવા આપેલાં બચ્ચાંઓને હણીશ નહિ. તેમની જીંદગી બરબાદ કરીશ નહિ. મારાં રત્નોને મરકટની કોટે બાંધીસ નહિ. હા! તેના પ્રાણલેવાને માટે સુપરત કરતી નથી. મારવાને માટે દુનીઆમાંથી પલાયન થવાને માટે કહેતી નથી. પણ તેમની સહાય કરવાને માટે સુખ આપવાને માટે તને પ્રાર્થના કરૂંછું. મારાં બાળકોનું ભવિષ્ય તારા હસ્તમાં છે. સુખ કે દુઃખનું પાત્ર તારા કાબુમાં છે. તેમની જીંદગી તારા અમલમાંછે. હાલ મારી ગોદ ખાલી છે. તારી ગોદ ભરી છે. તો તું પણ મારા સરખી થઇશ નહિ. તારા ચરણે પડીને કહુંછું કે મારાં સંતાનોને જીવનદાન આપજે; તેમનો સમય રમવાનો અને જમવાનો છે. તેઓ મૃત્યુ થકી અજાણ્યા છે. મૃત્યુ શું ચીજ છે. તે તેઓ સમજતા નથી. વીકરાળ પુરૂષોને દેખતાંજ મારા બાળકો ડરેછે. તો પછી યમદુતોથી કેમ નહિ ડરે? ડરશે, પરસન તેમને યમદુતોના હસ્તમાં આપી ડરાવીસ નહિ. તેઓએ મારા પેટ સંસારના સુખ ભોગવવાને માટે જન્મ લીધોછે. નવા ચક્ષુથી સંસાર માં શું શું થાય છે. તે જોવાને માટે જન્મ લીધો છે મરવાને માટે લીધો નથી લીધો. માટે મારા શુધ્ધ અંતઃકરણથી મારાં બાળકોની માતુશ્રીતને બનાવુંછું. તેની માતા માણેક નથી પણ પરસનછે. જેવી રીતે મારા ઉપર પ્રેમ રાખતાં હતાં તેથી અધીક પ્રેમથી તને જોશે. તેમની પ્રેમ ભરી દ્રષ્ટીએ તારાંજ દર્શન કરશે.

મારાંપ્રીયસંતાનો હું તમને ભલામણ કરૂં છું. કે તમો નવી માતુશ્રીને પ્રેમથી બોલાવજો પ્રીય સંતાનો આજથી હું મારો હક તમારા પરથી ઊઠાઉં છું. અને મારા સર્વ હક આજથી પરસનને આપું છું. પરસન! મારી માગણીને સ્વીકાર, મારાં બાળકોને તારા પક્ષમાં લે. તારો આશ્રય આપી સુખી કર. સુર્ય! તું શાક્ષી છે. તારી દ્રષ્ટી સર્વના ઉપર પડેલી છે, તેથી તારી સમક્ષ મારા બાળકોને હું પરસનને સોંપું છું." આ પ્રમાણે માણેક બાનુ સુર્યનારાયણના સામે દ્રષ્ટી કરી બોલી રહી છે. એટલામાં તેના ચક્ષુએ સુર્યનારાયણ હાલતા હોય માણેકને ના પાડતા હોય એમ દેખાવવાથી પાછી પુનઃ બોલવા લાગી.

"સત્યના બેલી સૂર્ય તું મને ના કહીશ નહિ. અતીષય ક્રોધ કરી તારી ઉષ્ણ જવાળાથી મારા તનને મનને બાળીસ નહિ. મારાં બાળકો પરસનને આપવાની તું ના કહે છે. તેમાં તારો શો સ્વાર્થ છે. આથી મને એમ સમજાય છે કે તું મારો દુસ્મન છે. તુંજ મારો, અને મારાં બાળકોનો શત્રુ છે. કાળનો કાળ છે. તેથી તું મારા પ્રીય બાળકોની લાસ મારી દ્રષ્ટીએ દેખાડવાનેજ ઇનકાર કરી રહ્યો છે. પણ તારૂં મારા આગળ બીલકુલ ચાલવાનું નથી. મારે તારી સાક્ષીની જરૂર નથી. જરૂર માત્ર મારા બાળકોની જીંદગાની છે. હા! હું સનજું છું. પણ તેથી તેની સોબતથી મારાં બાળકો ગમે તેવાં નીવડશે તેની મને પરવા નથી. પણ તે જીવતાં રહેશે તેજ મારા માટે બસ છે. માટે ભલે તારે મારી શાક્ષીમાં રહેવાની જરૂર હોય તો સુખેથી પ્રભુના દરબારમાં સાક્ષી પુરજે. અને તેમ કરવાની જરૂર ન હોય તો તું તારા રસ્તે ચાલતો થા. માટે મારા પ્રીય સંતાનો તમારી

માતુશ્રીને મળો. અને તમને મારવા આવે દુઃખ દેવા આવે તે વખતે તેના ગળે, તેના ચરણે પડી જીવતદાન લઇ તેના હુકમને માન આપી સુખ ભોગવજો.

મણી, સુંદર! તમે જાઓ મારી પાસેથી દુર જાઓ. તમને બહુ મોડું થઇ ગયું છે. માટે તમારી માતુશ્રી તમને લઢશે. માટે જાઓ તેમની સાથે હળીમળીને રહેજો. જાઓ સીધાવો. તમને દુઃખ પડે તે વખતે તમારી માણેકને યાદ કરજો. " માણેક આ પ્રમાણે બોલી રહી છે. એટલામાં મણી અને સુંદર દીવાની થઇ ગએલી માણેક પાસે આવીને ઊભાં રહ્યા. તેનો પણ માણેકને બીલકુલ ખ્યાલ નથી. દુઃખમાં દબાએલી માણેકની આ દશા જોઈ સુંદર આશ્ચર્ય પામ્યો. અને એકદમ તેના મુખમાંથી "શુદ્ધ પ્રેમ તે આનું નામ!" એટલાજ ઉદ્ગારો નીકળી પડયા. ઉદ્ગારો કાઢતાંની સાથે બંને માયેલા સંતાનો માણેકને વળગી પડયાં. માણેક ચમકી અને એકદમ પુનઃ બોલી ઉઠી.

"કોણ? સુંદર, પીય મણી.

"હા! પુજ્ય માતુશ્રી તેજ આપના સંતાનો સુંદરે પ્રત્યુત્તર આપ્યો.

સુંદરના પ્રત્યુતરથી માણેક વિચારમાં પડી ગઇ. પાછું તેનું મગજ ભ્રમીત થવાથી પુનઃ ઉદ્ગારો કાઢવા લાગી.

"શું! આજ મારાં સંતાન નહિ. મારાં સંતાન છેજ નહિ. આ દુનીઆની અંદર મારે સંતાનો થયાંજ નથી. અને હું કોઇની મા પણ થઇ નથી તો પછી સંતાન ક્યાંથી. શું! માતા પીતા વિના

સંતાનો થઇ શકે છે નહિ આ સંતાન નથી. પણ શયતાન છે. મારા મનને ફેરવનાર શયતાન છે. જાઓ તમે મારા બાળક નથી. અને હું મા નથી.

"માતુશ્રી! આપ આ શું બોલો છો. આપના ઉદરમાંથી જન્મ લેનાર આપના સ્તનમાંથી દુધ પીનાર અમો તમારાં બાળકો છીએ. શું! તેજ આપ ભુલી ગયાં? શું તમે દિવાનાં તો નથી થયાને? સુંદરે પ્રશ્ન કર્યો. "હા! દિવાની, ડાકણ થઇ ગઇ છું. ખુની થઇ છું. વંઝા થઇ છું. તેની મને ખાત્રી છે. કેમ! તમારે મને ઠગવાનો વિચારછે જાઓ! તમારી નવી માતુશ્રી પાસે જાઓ. હું તમારી માતા થઇ નથી. હાય! આ અંધારી દુનીઆની અંદર પુત્ર રૂપી કંઇ છેજ નહિ. હા! છે. એક નહિ પણ બે સુંદર અને મણીના માણેકે તેટલાજ ઉદ્દગારોથી ઓળખાણ આપી "માતુશ્રી તેજ આપના અમે બે સંતાનો સુંદર અને મણી છીએ. આપ ખ્યાલ કરો, આપના દુઃખી બાળકોને આવી રીતે સતાવશો નહિ. હાય! પ્રભુ મારી માતુશ્રીને શુંદ્ધીમાં લાવો" સુંદરે ટકોર મારી કે માણેકને કંઈ ભાન આવ્યું. અને પુનઃ મણી અને સુંદર સામે દૃષ્ટિ કરી બોલી ઉઠી......

"મારી આંખની કીકી. મારા ભવિષ્યના સુખની દોરી બેટાં સુંદર મણી. આવો તમેજ મારાં સંતાનો છો. તમેજ મારાં કુળ દીપક છો." કહી માણેકે બંને બાળકોને બગલમાં રાખી શાંન્ત થઇ ઉભી રહી. પાછા તેને વિચાર થવાથી ઓષ્ટ ખડખડવા લાગ્યા. અને પુનઃ બંને સંતાનો સામે દૃષ્ટિ કરી બોલી ઉઠ્ય.

"શું! દગો; શું ઠગાઇ! તમે મને ઠગવા આવ્યા છો. તમેજ પ્રતિજ્ઞાનો ભંગ કરવા આવ્યાં છો. તગે, તમે મારાં સંતાનો છો. ?

નહિ. પણ સંતાન થઇ મારૂં દીલ જોવાને આવ્યાં છો. મારી પરિક્ષા કરવાને આવ્યા છો, દુનીઆની અંદર જ્યાં સુધી પરસન જીવતી છે. ત્યાં સુધી માણેકના કોઇ પણ સંતાનો નથી. મેંજ મારા સ્વહસ્તથી તમને આપેલાં છે. મારો હક તેમના ઉપરથી ઉઠાવ્યો છે, સુંદર અને મણી મારા સંતાનો નથી. પણ પરસનના સંતાનો છે. મારા વચનનો ભંગ કદાપી કાળે થવાનો નથી. જ્યાં સુધી પરસન મને હસ્તમાં નહિ આપે ત્યાં સુધી મારાં બાળકો છેજ નહી અને હું તેની માતા પણ નથી. માટે જાઓ તમને મોકલનારને કહી દેજો કે માણેક અમારો સ્વીકાર કરતી નથી. માટે જાઓ! મારી આબરૂને બટ્ટો લગાડશો નહિ. મારા મકાનમાંથી એકદમ ચાલ્યા જાઓ "કહી આમનેમ માણેક આંટા મારવા લાગી. આથી સુંદરના અંતઃકરણની અંદર ઉકળતેલ રેડાયું, અને એકદમ ગાભરો બની ગયો. માણેકનો પાલવ પકડી પુનઃ બોલી ઉઠ્યો...

" પવિત્ર માતુશ્રી! હમે કોઇના મોકલવાથી આવ્યા નથી. પણ પાપી પરસનના બંદીખાનામાંથી મહાન પ્રભુએ અમને મુક્ત કરેલા હોવાથી આપના ચરણમાં પડવાને ભાગ્યશાળી થયાં છીએ. શું! પાપી પરસન અમારી માતુશ્રી થશે તો પછી પૃથ્વી રસાતાળ થઇ જશે હાય! અફસોસ. માતુશ્રી દયા કરો આપના દીન સેવકોને પ્રેમથી બોલાવી અમારાં બળતાં અંતઃકરણ ઠંડા કરો. આપના અમે બાળકો છીએ. તૃષાથી મારો પ્રાણ જાય છે. હા...ય...પ્રે......ભુ "કહેતાંની સાથે સુંદર જમીન ઉપર પછડાઇ ગયો. મણીની પણ તેજ દશા થઈ. કે તુરત એક પુરૂષ માણેકના સમક્ષ આવી ઉભો રહ્યો. માણેક સામે દ્રષ્ટી કરી પુનઃ બોલી ઉઠ્યો...

"સતીદેવી! શાંતથા. વિચાર કર. તારા ગરીબ બાળકોને સતાવીશ નહિ. તારા શયતાન નથી, પણ સંતાન છે, પાપીના દુઃખથી બચી જનાર તારાં રત્ન છે. તેને સંભાળ, હસ્તમાં આવેલાં રત્નોને ગુમાવીશ નહિ. દેવી દાન કરવું તે પાત્રને કરવું. કુપાત્રને કરવું નહિ. તેં તારા સંતાનોનું દાન પરસનને કર્યું હતું. તે તારૂં દિવાના પણું છે. અને તેથીજ તું ભાન ભુલી ગઈ છે. સંભાળ ભુખથી અને તરસથી દુઃખી બાળકોની સંભાળ રાખ. શુદ્ધીમાં લાવવાનો ઉપચાર કર" આવનાર પુરૂષની ટકોરથી એકદમ ઝબકી શુદ્ધીમાં આવી સુંદર અને મણી પડયાં હતાં ત્યાં આગળ બેઠી. પોતાની જંઘા ઉપર શીર લઈ પુનઃ બોલી ઉઠી......

" હાય! મારા બાળકો તમે કયાં ગયાં. હાય! હવે હું કરીશ. હસ્તમાં આવેલો ગ્રાસ પલાયન થઈ ગયો. ઓ મારા બાળકો! તમારા સુખની દોરી ટુકી થઇ ગઈ છે. મારા ભાગ્યનો ચંદ્ર અસ્ત થઈ ગયો. અને એક જાળમાંથી છુટેલા પક્ષીઓ પાછા ભયંકર જાળમાં ફસાઈ ગયાં. જોત જોતામાં પલાયન થઈ ગયાં. પાંખ વિનાના બંને પક્ષીઓ ઉડી આકાશ માર્ગે રવાના થઇ ગયા. હાય! હું હવે શું કરીશ. મારી શી દશા થશે. ભવિષ્યના સુખની આશા હતી. તે પણ જતી રહી. હાય! પ્રભુ! સહાય થા. ઓ દીનદયાળ તારો આધાર છે કુદરતરૂપી બગીચાની અંદરથી મારા બંને પુષ્પોને લેતાં વિચાર કર. પ્રભુ મારે હવે કોઇનો આધાર નથી. માત્ર તારો આધાર છે. તું તાર કે માર પણ આ ક્ષણ ભંગુર દુનીઆની અંદરથી તાર, તારા ચરણે પડીને કહું છું કે મારા નસીબમાંથી પલાયન થએલા મારા રંકને મારા હસ્તમાં આપ. એક વખત મા કહેનારે બાળકોના

હેને શુદ્ધીમાં લાવી મારા બાળને ફેરવ, વ્હાલા પ્રભુ આશામાં નિરાશા થઇ ગઇ છે. પુત્રવંતી સ્ત્રી તે હું વંઝા થઇ ગઇ છું. એકને બદલે બે મારાથી રીસાઇ ચાલતાં થયાં હાય! પ્રભુ! મારેકે દુઃખો જીંદગાર કાઢયા કે.

"સતી માણેક ગભરાઇશ નહિ. તારા બાળકો મૃત્યુ પામ્યા નથી. પણ બેભાન થએલાં છે. હમણાંજ શુદ્ધીમાં આવશે. માટે ફીકર કરીશ નહિ. નીતિને ડગાવીસ નહિ. ધર્મને મુકીશ નહિ. **धर्मे जय अने पापे क्षय छे.** સાચ ને બીલકુલ આંચ આવતી. નથી સત્યથીજ આકાશ, પૃથ્વી ટકી રહ્યાં છે. ખાવાથી શરીર ટકી રહ્યું છે. તેમ સત્યથીજ આ સૃષ્ટી ટકી રહી છે. દરેક ઠેકાણે પરસન જેવી અપવિત્ર, કુલટાઓ સ્ત્રીઓ હોય તો સુર્ય, ચંદ્ર, પુથ્વી વિગેરે ગંભીર ગોળા ટકી રહ્યા છે. તે ટકવા પામે નહિ. પણ તે સત્યના લીધેજ ટકી રહ્યા છે.

મનુષ્યો મલીન અંતઃકરણોના લીધે. અધર્મ, અસત્ય, અનીતિના લીધે અનીયમીત વરસાદ, ઠેરો ઠેર હરસાલ દુષ્કાળ પડે છે. અધર્મ અને અન્યાયના લીધે દુનીઆની અંદરથી ખરૂં તત્વ પલાયન થઈ ગયું છે. ડાંગરમાંના ચોખા બહાર કાઢી કામમાં લઇએ છીએ. અને તેના છોતરાંને ફેંકી દઇએ છીએ. તેમ મહાન પ્રભુ પોતાના બાળકોને ખેંચી લઇ. અધર્મીઓનેજ દુનીઆની અંદર અધર્મ કરવાને મુકે છે. આ દુનીઆની અંદર રહેનાર દરેક પ્રાણી તેવાં નથી. કેટલાક પરોપકારી, ધર્મીષ્ટ, નીતિવાનછે. તેવા પુરૂષોને ધન્ય છે. અને અધર્મી, અનીતિવાન દુરાચારી મનુષ્યોને ધિક્કારછે. સતી! જો તારા બાળકો શુદ્ધીમાં આવતા જણાય છે. અંતરીક્ષથી

પીસાચ રમણી કે જે ઉદ્દગાર કાઢયા તે ઉદ્દગારો આવનાર પુરૂષના અને માણેક એકાગ્રચીત્તથી શાંભળતાં હતાં. તેવાંમાં મણી પુનઃ સાવધ થઈ આજુ બાજુ દ્રષ્ટી કરી "હાય! માતુશ્રી" ઉદ્દગારો સાથે સુંદર પણ શુદ્ધીમાં આવ્યો. માણેકને બંને જણ બાઝી પડયાં. માણેકે બંને સંતાનોને છાતી સાથે દાબી તેમની હડપચી ઉપર ચુંબન કરતાંની સાથે આવનાર પુરૂષની દ્રષ્ટી અંતરીક્ષથી બોલનાર તરફ વળી. જેઓ કંઇ બોલવા જાય છે કે તરત અંતરીક્ષથી પુનઃઉદ્દગારો શંભળાવવા લાગ્યાં.

"ભેદી પુરૂષ તું મને પ્રશ્ન પુછવા માટે આતુર થયો છે. તે સંબંધીમેં મારી ઓળખાણ સ્યામદાસને આપી છે. એટલે મારાથી તે હકીકત કહી શકાય તેમ નથી. પણ સમય આવે સ્યામદાસને પુછી જોવાથી તારી ખાત્રી થશે હું કંઇ તારી માફક ભેદ છુપાવી ફરતો નથી પણ દરેકને જાહેર કરૂંછું. તેમાં મને બહુ ફાયદો થાયછે. જે માણસ પાપકર્મ કરેછે. છતાં તેને છુપાવવાની કોશીશ કરેછે. તેથી તે વધારે નીંદાને પાત્ર થાયછે. પ્રભુનો તેમજ દુનીઆનો ચોર થાય છે. વીસ્ટાને ગમે તેટલી ધુવો પણ તેની દુર્ગંધ જતી નથી તેમ ખરાબ કામો ગમે તેટલાં છુપાંવો પણ છાના રહેતાં નથી. તો પછી છુપાવવાની જરૂર નથી. તેને બહાર મુકવાથી લોકો થોડા દિવસ સુધી તે વાતને લંબાવશે. તેમ જે માણસે કરેલાં પાપ હશે. તે માફ થઇ નીંદા કરનાર દોષીત થશે. માટે તને તેમજ હું પ્રભુના ગુન્હેગાર ન થઇએ તેથી હું મારી હકીકત જાણવાને બલામણ કરૂંછું.

ભેદી પુરૂષ તારૂં ખરૂં નામ તે હું બરારર જાણુંછું. છતાં મારે બહાર પાડવાની જરૂર નથી. પણ ધન્યછે. પરોપકારી પુરૂષ તારા

સુકૃત્યોથી પરમાત્મા ખુશી થાય છે. તારી પ્રતિજ્ઞા ખરી પડી છે. આ દુનીઆની અંદર જંજાળની જાળ તોડી, નિસ્વાર્થથી પારકાંનું ભલું કરનાર તારા સિવાય કોઈ પણ મનુષ્યને જોતો નથી. તારા નીતિના માર્ગથી વીધાતાએ તેની પોથીમાં તારાજ માટેજ સ્વર્ગ લખેલુંછે. તારા નસીબની અંદર સુખો ભોગવવનાં છે. સ્વર્ગની રંભાઓ ફુલ હાર લઇ સ્વર્ગના દ્વાર ઉપર તારા જેવા પરોપકારી પુરૂષોને માટે લઇને ઉભી છે, સ્વર્ગના ઉતમ ફળો સ્વર્ગની દાસીઓ પોતાના હસ્તમાં રકાબીઓ લઇ પ્રેમથી આપવા માટે તૈયાર થઇ રહી છે." આ પ્રમાણે અંતરીક્ષથી જેમ પવિત્ર થનાર પીસાચ બોલતો ગયો તેમ તેમ બેદી પુરૂષની દ્રષ્ટીએ સ્વર્ગ તરી આવ્યું. રંભાની વચમાં. હિંડોળા ખાટ ઉપર ઝુલતો હોય એમ જણાયાથી એકદમ ભાન ભૂલી જઈ. "શું! આ સુખ મારા માટે છે?" એટલાજ ઉદ્ગારો નીકળવાંની સાથે "હા! બેદી પુરૂષ તે સુખ. ધર્મીષ્ટ સત્યવાદી નીતિવાન પરોપકારી પુરૂષોને માટે છે, તો ધર્મથી ડગીશ નહિ. અપવિત્ર જનોની સંગત કરીશ, અનીતિના માર્ગ ઉપર ચઢીશ નહિ. હવે હું જાઉં છું" પીસાચે રજા માગતા કહ્યું.

"પવિત્ર પીસાચ પ્રભુ તારૂં કલ્યાણ કરો." રજા આપવાના રૂપમાં કહેતાની સાથે ભયંકર અવાજ થયો, કે માણેક, સુંદર, બેદી પુરૂષ શાંન્ત થઇને ઉભાં રહ્યાઃ થોડી વાર પછી બેદી પુરૂષને કંઇ વિચાર થઈ આવવાથી રજા લીધા સિવાય ત્રીભોવનદાસના મકાનનો ત્યાગ કરી ચાલતો થયો, ત્યાર બાદ માણેક પોતાના સંતાનોને લઇ ચાલતી થઇ.

---

## પ્રકરણ ૨૩ મું.

### બહારવટીઆનો મેળાપ.



રોઢ થવા આવ્યું છે. ચોર અને લુચ્ચા મનુષ્યો છુપાતા દબાતા ખુણામાં ભરાતા ચાલ્યા જતાં જણાય છે. વ્યભિચારી કુલટા સ્ત્રીઓ નણંદ દેરાણીની બીકથી છુપાતી, મોંઢુ સંતાડતી, દબાતી સંકોચાતી વીધ્યુતવેગથી સરીઆમ માર્ગનો ત્યાગ કરી ધરમાં છુપાતી જણાય છે. ધંટીનો સોર, બાળકના રડવાનો શોર, થતો જણાય છે. શીયાળવાં હુકાહુકુ કરી પ્રહોરની નીશાની આપતા હોય એવો અવાજ હરવખત સંભળાય છે. સ્વપ્નવત પડેલા કેટલાક મનુષ્યો સ્વપ્નની અંદર ધનને કાઢતા હોય એમ પોતાના હસ્ત ઉંચા કરતા ઉઘડી રહેલી બારીઓથી દેખાતા આપણી નજરે પડે છે. આવા સુખ અને વિશ્રાંતિના સમયમાં એક ઘોડા ગાડી પુરવેગથી ચાલી જતી આપણી દષ્ટીગોચર થાય છે. તેની અંદર એક સ્ત્રી બેઠેલી હોય એમ તેના વસ્ત્ર ઉપરથી સાબીત થયા વિના રહેતું નથી. પહાડ પર્વતના માર્ગમાં ઘોડાને અતિશય પરીશ્રમથી રસ્તો કાપ્યા સિવાય છૂટકો થતો નથી. ગાડીના પૈડા ઉંચાણ નિચાણવાળી જમીન ઉપર થઇ ખાડમાં પડવાના અવાજ સિવાય કંઈ પણ અવાજ થતો નથી. ગાડીવાન ગાડીની અંદર બેઠેલી સ્ત્રીના હાથના ઇસારાથી ગાડી હાંકતો ઘોડાને મારતો રસ્તો કાપી રહ્યો છે. એટલામાં બંને

બાજુએ પર્વતની હાર આવતાંજ અશ્વ ચમકયો માવત નીચે પડયો. અંદર બેઠેલી સ્ત્રીએ ઘોડાની બંને બાજુના દોરડાં પકડી લઇ થોભાવ્યો કે તરત સારથી ગુસ્સે થઈ ગયો હસ્તમાં ચાબુક લઇ અશ્વને બેચાર ફટકા મારી દીધા કે તરત અશ્વ ગરમ થઇ ગયો અશ્વ ચાચાર પગે દોડવા લાગ્યો. અંદર બેઠેલી સ્ત્રી "શાબાશ, શાબાશ" ના ઉદગારો કાઢતી કોચમેનને પાણી ચઢાવતી હતી. થોડીવાર પછી એક વૃક્ષ આવ્યું કે કુકડાઓનો અવાજ પક્ષિઓનો કલકલાટ થવા લાગ્યો. થોડીવાર તેજ વૃક્ષ તળે બેસી જરા શાંન્ત થઇ ગાડીની અંદરથી સ્ત્રી નીચે ઉતરી. ગાડીવાળાને રૂ. ૫) પાંચની નોટ આપી રવાના કરી દીધો. આવેલી સ્ત્રીએ ચો તરફ પોતાની ચંચળ ચક્ષુઓ ફેરવી. તેજ વૃક્ષ ઉપર પોતાના ચક્ષુઓ ફેરવી બારીકીથી જોવા લાગી. કે તરત તેની આગળ એક કબુતર આવી ઉભું રહ્યું. આવનાર સ્ત્રી ઉપર મોહીત થયું હોય એમ તેની ચારે બાજુએ "ગટરગું, ગટરગું" નો ધ્વની કરતું ફરવા લાગ્યું કબુતરને ફરતું જોઇ આવનાર સ્ત્રીને નવાઇ લાગી. ચક્ષુઓના પોપચાં અધર ચઢી ગયાં અને "હા! તેજ પક્ષી" કહી કબુતરને હસ્તમાં પકડી લીધું. તેની નાજુક ડોક ઉપર ચુંબન કરી. પોલકાના ગજવાની અંદર લખી રાખેલા પત્રને કાઢી તેના ચાંચમાં આપતાંની સાથે કબુતર તે વૃક્ષનો ત્યાગ કરી આકાશ માર્ગે ઊડી ગયું. જ્યાં સુધી કબુતર તેની દ્રષ્ટી મર્યાદા બહાર થયું ત્યાં સુધી તેના સામે દ્રષ્ટી કરી રહી. અને જ્યારે તે દેખાતું બંધ થઇ ગયું. ત્યારે શાંન્ત થઇને ઊભી રહી. પણ તેને તેના પાપી વિચારોએ શાંન્ત થવા દીધી નહિ. અને પુનઃ આત્મ ઉદ્‌ગાર કાઢવા લાગી.

"બસ! હવે બેડો પાર. મણી અને સુંદર ક્યાં જવાના છે. માણેક જ્યાં સુધી બંને બાળકોને મારા સ્વાધીન નહિ કરે ત્યાં સુધી સુખે બેસવા દેવાની નથી. હાય! અફસોસ ત્રીભોવનદાસ તેં તારા નામ પ્રમાણે ગુણ ધરાવ્યો છે. છેવટે તું માણેકનાજ તાબામાં થઇ ગયો. પણ ઠીક છે. જ્યાં સુધી તારા તરફની મને ચીન્તા છે. ત્યાં સુધી આ પરસન સુખે બેસશે નહિ. ? પણ મારૂં કાળજું ફોલી ખાનાર ચિંતા રૂપી કીડાને વેરની વસુલાતથી ઠંડો કરીશ તારેજ આ પરસન સુખે બેસવાની. સુંદર અને મણી તમો મારાં કાળજાને ફોલી ખાનાર કીડાઓ છો. મણી! ચંડાળણી મણી! તેં તો ગજબ જુલમ કરી દીધો છે. તારા લીધે વિલાશ ભુવન ટકી રહેતું તે હવે પછી ટકી રહેવાનું નથી. તારાથી જેટલી આશા હતી. તેથી અધીક નિરાશા મળી છે. તૃષાથી આવેલું પક્ષી માટીના રેડ જોઇ નિરાશ થઇ જાય છે. તેમ હું નીરાશ થઇ ગઇ છું. મારા ભવિષ્યની અંદર તારાથી જે સુખ હતું. તે પલાયન થઇ ગયું છે. મારૂં સુખ તેંજ બગાડયું છે. મેં તને ઉછેરી મોટી કરી તેનુજ ફળ મને આપ્યું છે. એક નાનકડા બાળકના વાકયોથી ભોળવાઇ જઇ મારી અમર આશાઓને પાયમાલ કરી દીધી છે. તેંજ મારૂં અપમાન કર્યું છે. તેનો બદલો હું જોર જુલ્મથી લઇશ. તું કોની સાથે લગ્ન કરી સંસારનું સુખ ભોગવે છે. તે હું બરાબર જોઇશ. તારા ભવિષ્યની દોરી મારા હસ્તમાં લીધા સિવાય રહેવાની નથી. તારા શીયળનો ભંગ તેજ વિલાસ ભુવનની અંદર કરાવવાની, જે કોટડીની અંદરથી તું નાસી છુટી છે. તેજ કોટડીમાં પર પુરૂષની સાથે તારો મેળાપ કરાવી આપીસ. અને તારા ભાઇને મારા કબજામાં લઇ, તેની

છતાં ચક્ષુઓ કાઢી ચરણો તળે ચગદીશ ત્યારેજ જંપીશ. તારા શરીરને કાગ શ્વાન ગીધ ભક્ષ કરતા મારી દ્રષ્ટીએ પડશે. ત્યારેજ મારૂં બળતું અંતઃકરણ ઠંડુ થશે. તે સિવાય મારા અંતઃકરણની અંદર ઠંડક થશે નહિ.

આ પ્રમાણે આવનાર સ્રી બીજી કોઇ નહિ. પણ પાપી પરસન બોલી રહી છે. અને તેને આ ડુંગરાન સ્થાનમાં આવવાની મતલબ જુદીજ હતી. પાપી મનુષ્યો સદાએ કાઇનું બુરૂં કરવામાંજ ખુશી માનેછે. અને તેવા પાપી મનુષ્યોના વિચારો કદાપી કાળે પવિત્ર હોતા નથી. પરસન પોતાના પાપી વિચારોને લીધેજ અહીંઆં આવી હતી.

પરસન ચીનરોડા ગામની વિલાસી નામની ગુણકાને ત્યાં રહેતી હતી. વિલાસીની વૃધ્ધા અવસ્થાને લીધે વિલાસીનો દરેક કારભાર તેના હસ્તમાં આવ્યો હતો. પાપની લગામ તેના હસ્તમાં હતી. વૈરની વસુલાત કરવા માટે પર્વત, ડુંગરમાં રખડતી હતી. વિલાસી ગુણકાના કહેવા થકી અહિંઆં આવી હતી. આ જગોથી બહાદુરસીંહ, અને કુલીનસિંહ મુખ્ય નાયક હતા. તેઓનું વીસ પચીસ માણસનું ટોળું સાથે ફરતું હતું. તેમની ઐકયતાને લીધે આખા વાગડ જીલ્લામાં વાહ વાહ પોકારતા હતા. લોકોને બહાદુર સીંહ અને કુલીનસીંહનાજ સ્વપ્ના આવતાં હતાં. તેઓ જયારે ગામની અંદર રહેતા ત્યારે વિલાસી ગુણકાના વિલાસ ભુવનમાં પોતાનો ટાઇમ ગાળતા. ઠાકોર સાહેબને તેમની જાણ થવાથી એક વખત વિલાસ ભુવનને ઘેરો ઘાલી કેટલાકને જાનથી માર્યા કેટલાકને

બંદીવાન બનાવ્યા માત્ર બેચાર માણસો બચીને નાસી ગયા હતા. તેમની ટોળી વીખરાઈ જવાથી નિરાશ થયા હતા. પાપી મનુષ્યો મળ્યા સિવાય રહેતા નથી. તેમ તેમની ટોળી થોડા દિવસ પછી આબાદીમાં આવવાથી પોતાની પાપી પેઢી શરૂ કરી હતી. સુંદર અને મણિ બંને જણ નાસી જવાથી અતીશય સમજાવવાથી ગુચુકા વિલાસીએ પોતાના જુના ગ્રાહકોની મદદ લેવા માટે પરસનને બહારવટીઆનું નિશાન સાથે મકાન બતાવી દીધું હતું. અને તેજ કારણ મણિ અને સુંદરની જીંદગી બરબાદ કરવામાં અનીતિના રસ્તા ઉપર આવી હતી. કબુતર પક્ષીને ગએ ઘણો વખત થઇ જવાથી પરસનના મગજની અંદર કંઇના કંઇ વિચારો થવા લાગ્યા. કંઈ બોલવાનો વિચાર કરે છે. એટલામાં કબુતર, પરસનની હસ્ત ઉપર બેસી ગયું. કબુતરને જોતાંજ તેનેજ શાબાશીમાં એક ચુંબન કર્યું. અને મતલબની મુર્તિ, સ્વાર્થની પ્રતિમાં પરસને કબુતરના ચાંચમાંથી પત્ર લઇ પત્રની અંદર શું લખ્યું છે. તે જોવા માટે ઉઘાડયો. પત્રમાં નીચે મુજબ લખ્યું હતું.

## પ્રીય વિલાસીની છોકરી

લખવાનું કે મારા વિશ્વાસુ પક્ષી સાથે મોકલેલો પત્ર મેં બરાબર ધ્યાન દઇને વાંચ્યો છે, મારા સ્થાનની કોઇને વિલાસી સિવાય કોઇને ખબર નથી. છતાં આ ભેદ તું જાણુવા પામી તેથી તું વિલાસીનું માણસ છે. એમ સમજાય છે. પણ તે સમજવું શંકા ભર્યું છે. તમે દોસ્ત હશો તો ખુશીથી. અમારો મેળાપ થશે. અને દુશ્મન હશો તો જાનથી જશો. પણ એટલું જાણું છું કે વિલાસી પોતાના સ્નેહીને મારી ઓળખાણ આપે તે સિવાય બીજાને અમારી ભયંકર

જગાનો પતો આપે તેવી નથી. વિલાંસી અમારી નીમક હલાલી નાયકા છે; તેના તમો સ્નેહી છો. પણ નિશાની સિવાય તેમને અમારો મેળાપ થશે નહિ. અને વચમાંથીજ તમારો પ્રાણ જશે. માટે તમારી પાસે નિસાની હોય તો જરૂર મારા વિશ્વાસુ પક્ષી સાથે ચાલ્યા આવવું"

લી. બ્હાદુર બહારવટીઆ.

પરસન લાંબો પત્ર બે મીનીટની અંદર વાંચી રહી કે તેનું મુખાર્વીંદ પ્રફુલ્લીત થઇ ગયું. તેની સાથે કબુતર સમજી ગયું અને ટગરયું કરવા લાગ્યું. પરસને પોતાની પસંદગી કબુતરને બતાવી છાતી સાથે દાબ્યું. પોતાના હસ્ત ઉપર કબુતરને બેસાડી પરસન કબુતર ઉડે વડ વૃક્ષનો ત્યાગ કર્યો.

થોડેક છેટે ગઇ એટલામાં હાડકાનો બનાવેલો મોટો દરવાજો પરસનની દ્દષ્ટિએ પડતાંજ કંપારી છુટી. તે જગો એટલી ભયંકર હતી કે ગમે તેવા નીડરના કાળજાં ઉથલાવી નાંખ્યા સિવાય રહે નહિ. તેવી જગોમાં થઇને પરસન અઘોર કૃત્યની કરનાર પરસન નીર્ભય થઇ આગળ રવાના થવા લાગી. તેની કર્ણેદ્રીની અંદર કુદરતી "ઓ બાપરે" દુઃખજનક ઉદ્દગારો શંભળાતા હતા. પરસન તેનો બીલકુલ ખ્યાલ કર્યા સિવાય પોતાના સ્વાર્થમાં અંધ થઇ ચાલી જતી હતી. એક મોટા દરવાજાની અંદર પેસતાંજ ભયંકર અવાજ થયો. પરસન ચમકી ત્યાંજ ઊભી રહી હાથ પગ ધ્રુજવા લાગ્યા. દુર્ગંધથી તેનું મગજ ફાટી જવા લાગ્યું. મગજ કંટાળી ગયું. ભયભીત થઇ જમીન ઉપર બેસી ગઇ. પાછું તેને વૈર યાદ આવવાથી ટટારથઇ પુનઃ બોલી ઊઠી.

"ઓરતના દીલ ડરીશ નહિ. હિંમત પકડ, અત્યારથી ડરી જાય છે. તો પછી આગળ જતાં શું કામ કરવાનું હતું. સમજ! નીડર બન, અહિંઆંથી તું હિમતવાન થઇશ તો આગળ જતા તારા ભવિષ્યની અંદર સુખ મળશે. આખા સમુદ્રની અંદર તરીને આવનાર દીલ હિંમત પકડી આ ખાબોચીઆંની અંદર ડુબીશ નહિ. શાંન્તથા! નીર્ભય રહે જ્યાં સુધી નસમાં લોહીનું ફરવું છે. ત્યાં સુધી હું તને આફતમાં નાંખીશ નહિ. ઓ બાયલા અંતઃકરણ શાંન્ત થા તારોજ આ નિસ્તાર છે. વૈર લેવાની તુંજ મને મનાઇ કરી રહયો છે. તારા કહેવા થકી હું આ કાર્યને પાપ સમજતી નથી. પણ સ્વર્ગનું સુખ સમજું છું. મારે શાંન્તિથા અબળાના અંતઃકરણ તું સબળ થા. તારા સુખની દોરી હસ્તમાં આવેલીછે તેને ગુમાવીસ નહિ. આ પ્રમાણે પરસન પોતાના અંતઃકરણને ઠપકો આપી રહી. એટલામાં તેનું પાપી અંતઃકરણ પાપ કર્મ કરવાને તૈયાર થઈ ગયું. પરસનને હિંમત આવવાથી આગળ ચાલી. વૃક્ષ ઉપર મૃત મનુષ્યોની ખોપરીઓ ડાળીએ ડાળીએ ટાંગેલી તેની દ્રષ્ટીએ પડવા લાગી. બહારવટીઆ જેવું કામ કરતા હતા. તેવું કામ પરસન કરતી હોવાથી તેના અંતઃકરણની અંદર બીલકુલ દયા આવી નહિ. અને વીદ્યુત વેગથી આગળ વધવા લાગી. એટલામાં નાગી તલવાર લઇ એક એક અઘોડ માસણ તેની તરફ આવતો જોઇ. ત્યાંજ ઊભી રહી કે તરત આવનાર પુરૂષ તેના સમક્ષ આવી ઉભો રહયો. તેલની અંદર માખી ડૂબી જાય છે. તેમ પરસન ડરી ગઇ. કે આવનાર બહારવટીઆનો માણસ પરસન સામે દ્રષ્ટી કરી કઠોર અવાજે પુનઃ ઉદ્દેશીને કહેવા લાગ્યો.

"તમને અમારા ઠાકોર પાસે જવાની રજા છે. પણ તે પહેલાં તમારી પાસે જવાની શું નીશાની છે. તે બતાવો ત્યાર પછી તમને આગળ વધવા દેવામાં આવશે નહિ. તો અમારા ઠાકોરના હુકમ મુજબ તમારો શીર છેદ કરવામાં આવશે. બોલો શું પસંદ કરો છો." બહારવટીઆના માણસે નિશાની માગતાં કહ્યું.

"ભાઈ આપનો તેમજ તમારા ઠાકોરનો આભાર માનું છું. મારી પાસે આ સિવાય બીજી એકે નીશાની નથી" કહી પરસને બહાદુર સીંહનો ફોટો બતાવી દીધો. થોડીકવાર બારીકીથી દષ્ટી કરી. ફોટાને પેટ ભરીને જોઈ લીધો. સાબીતી થવાથી "જાઓ હવે રજા છે" કહી બહારવટીઆનો માણસ દુર જઈને ઊભો રહ્યો. રસ્તો ખુલ્લો થવાથી પરસને પોતાનો પ્રવાસ શરૂ કર્યો. એક નાજુક દ્વારની અંદર દાખલ થતાંજ જમીન ઉપર ગોઠવેલાં ચકરો ફરવા લાગ્યાં. તે એટલા જોરથી ફરવા લાગ્યાં કે ચાલવાનો રસ્તો બંધ થઈ ગયો. તેની અંદર સાહસ કરીને ચાલવા જાય તો જનાર મનુષ્યના ટુકડે ટુકડા થયા સિવાય રહે નહિ.

આ સર્વ ભયંકર ભેદ જોઈ પરસન ત્યાંની ત્યાંજ ઠરી ગઈ. આગળ ચાલવાની હિંમત ચાલી નહિ. આથી નીરાશ થઇ જમીન ઉપર બેસી ગઈ. એક કલાક શુધી તે ચકરો તેજ સ્થીતિમાં ફર્યાં પછી. ચાંદીની ઘંટડીને એક બાજુ મુકે લેવો મનહર અવાજ થતાંની સાથે દરેક ચકકરના ઉપર એકેકી પુતળી બહાર આવી કે તરત ચકરો ફરતાં બંધ થઇ ગયાં. પુતળીને જોતાંજ પરસન ઉભી થઈ તે પણ પુતળીની માફક ત્યાંજ ઠરી ગઇ. સ્તબ્ધ થઈ ત્યાંજ ઉભી રહી. પુતળીઓના ઉપરની અંદર ચકરની નળીઓ જોઇટ કરેલી હતી.

આથી એમ સમજાય છે કે દરેક યંત્ર પુતળીઓની અંદર ગોઠવેલાં હતાં. ચક્ર બંધ થતાંની સાથે કબુતર આગળ ચાલવા લાગ્યું તેની પાછળ પરસન પણ ખુલ્લા થએલા માર્ગની અંદર ચાલતી થઈ.

એક શીલા પડેલી હતી. ત્યાં આગળ આવી બંને જણ ચોભ્યા કબુતર એક ચળકતા પીતળના ખીલા ઉપર બેસી ગયું. કબુતરના ભારથી ખીલો અંદર દાખલ થઇ. ગયો કે ગુપ્ત દ્વાર ખુલ્લું થઇ ગયું. કે અંદર આરસની એક નીસરણી પરસનની દ્રષ્ટીએ પડતાંજ તે ઉપર થઈ અંદર દાખલ થઈ ગઇ કે દ્વાર પાછું. બંધ થઇ ગયું અંધકાર ફેલાઈ ગયો, હવે કયાં જવું તેની પરસનને સુઝ પડી નહિ. એટલામાં દીપકનો પ્રકાસ પાતાની તરફ આવતો જોઇ શાંન્ત થઈ ઉભી રહી કે એક મનુષ્ય હસ્તમાં સળગતી મસાલ લઇ દૂર ઉભો રહ્યો પરસન સમજી ગઇ કે આ પુરૂષ મને લેવા આવ્યો છે. એમ જાણી ચાલવા લાગી. આગળ મસાલચી પાછળ પરસન ચાલતાં થયાં. થોડેક ગઇ એટલામાં પચાશ માણસોનું ટોળું બેઠેલું તેની દ્રષ્ટીએ પડવાથી આબરૂનો ખ્યાલ કર્યા સિવાય પાપી પરસન તેમની સમક્ષ આવી નીચા નમી સલામ કરી કે તેમાંનો એક જણ પરસનના ઉપર ફીદા ફીદા થઈ ગયો. તની ચક્ષુઓ પરસનને જોવા લાગી, નિશાની બીશાની એક બાજુએ મુકી પરસનના રૂપની પ્રસંસા કરતો પાપી બહાર વટીઓ પુનઃ બોલી ઉઠયો.

"વાહ વાહ! વિલાસી કરતાં ચઢીઆતી નીકળી. તારા રૂપ આગળ વિલાસી પણ કંઇ હીસાબમાં નથી. તું તો કોઇ ઇંદ્રને ત્યાંની અપછરા કે ઉર્વસી? મને તેની કંઈ સમજ પડતી નથી, વાહ! તારૂં રૂપ" કહી બ્હારવટીઓ શાંન્ત થયો.

"ઠાકોર સાહેબ ! હું એટલી બધી ખુબસુરત નથી. આપ મારા રૂપની પ્રસંસા કરોછો. આ ખુબ સુરતી આપના આગળ કંઈ હિસાબમાં નથી. મારૂં રૂપ વધારવું તથા ઘટાડવાનો તમારો આધાર છે. આપની હું દાસી છું. પરસને પોતાની મોહજાળ પાથરતાં કહ્યું.

"શાબાસ, વિલાસીના ભવિષ્યની દોરી તારૂં રૂપ અથાગછે. દુનીઆની અંદર તારા જેવી કોઇ પણ સ્ત્રીને મેં જોઇ નથી. તારી ચાલાકી વિલાસી કરતાં પણ અધીકછે. તારા ઉપર હું પરસન થયો છું. તારી ખુશી હોય તે કહીદે. મારો પ્રાણ જતાં સુધી તારૂં કામ કરીશ." બહાદુરસીંહ મુછો ઉપર હસ્ત ફેરવવા લાગ્યો.

"મારા ઠાકોર સાહેબ આપની ઉદારતા જોઈ હું ઘણી પરસન થઇછું. આપના જેવા ઉદાર દીલના માણસો મને કોઇ મળનાર નથી મારૂં સદ ભાગ્યકે આપના દર્શન થયાં નહિતો" બસ એટલેથી સ્ત્રી ચરિત્રની ભરેલી પરસન અટકી પડી. આગળ તેનાથી બોલી શકાયું નહિ. ચરિત્રના લીધે તુરત વારમાં આંખમાં ઝળઝળીઆં આવી ગયાં ડુસકાં ખાવા લાગી. આથી પરસનને એકદમ નીરાશ થએલી જોઇ. બહારવટીઆના પ્રમુખ બહાદુરસિંહના હાંજા ગગડી ગયાં. અને એકદમ પોતાનો હસ્ત લાંબો કરી પરસનનો કોમળ હસ્ત પોતાના હસ્તમાં લઇ પુનઃબોલી ઉઠ્યો.

"ગભરાઇશ નહિ. તને જે દુઃખ હોય તે મને કહીદે. આ બહાદુરસીંહ આગળ તારા તરફ કોઇ પણ ઉંચી આંખ કરનાર નથી. તારા માટે હું મારો પ્રાણ આપવા ખુશીછું. માટે તને જે દુઃખ હોય તે કહી દે.

પોતાનો સમય હાથમાં આવેલો જોઇ પરસને પોતાની દરેક હકીકત બહાદુરસિંહ આગળ જાહેર કરી દીધી. પરસનનું કાર્ય કરવાને પપી અધર્મી બહાદુરસીંહે વચન આપ્યું. કે તેના મગજની અંદર કંઇ વિચાર થઇ આવવથી શાંન્ત થઇ બેસી રહયો. પણ તેને કંઇ જંપ નહિ થવાથી પુનઃ બોલી ઊઠયો.

"તારૂં નામ?" મારૂં નામ પરસનછે. પરસનછે. પરસને પ્રત્યુતર આપતાં કયું.

"ત્યારે પછી શું કહેવાનું રહ્યું. પરસન તારૂં કામ કરી આપવાને માટે હમે ખુશીછીએ પણ તેના બદલામાં અમને તારા પ્રેમનું ઇનામ મળવું જોઇએ. બહાદુરસીંહે પોતાની પાપી વાસના જણાવી.

"મારા પ્રીય ઠાકોર આપને જોયાછે. ત્યારથીજ હું ઘણી ખુશી થઇછું. આપનેજ પ્રેમ આપી ચુકીછું. આ દેહ તમારા માટે કાયમની થઇ રહેશે એટલે હું આપની દાસી થઇ રહેવા ખુશીછું. આપ મારી દેહના માલીકછો. મારૂં કામ થઇ રહયા પછી આપ જે પ્રમાણે હુકમ કરશો તે પ્રમાણે વર્તવા ખુશીછું.

"ત્યારે હાલમાં તારો વિચાર શું છે" બહાદુરસીંહે તેને વચમાંજ બોલતી અટકાવી બોલી ઊઠયો.

"મારૂં તન, મન, અને ધન તમારા ઉપર ફીદા છે. મારૂં અંતઃકરણ તમને ચ્હાય છે. પણ મારાથી પ્રતીજ્ઞાનો ભંગ થઈ શકતો નથી." પરસને ચાતુરી વાપરીને કહ્યું.

"પરસન! સ્ત્રી ચરિત્રનો પાઠ મને ભણાવવાની જરૂર નથી. તારા જેવી સ્ત્રીને વળી પ્રતીજ્ઞા કેવી હોય. તેનો મને ખ્યાલ થાય છે. હું

જાણુતો નથી કે વીષયને માટે કોઇએ પ્રતીજ્ઞા કરી હોય. કેટલીક સ્ત્રીઓ ઉપવાસ, વ્રતની પ્રતીજ્ઞા કરે છે. પણ વીષયની પ્રતિજ્ઞા કરતી નથી. તો પછી તું તો વેસ્યા છે. એટલે તારી પ્રતીજ્ઞા કેવી ?" બહાદુર સિંહે પરસનની પ્રતિજ્ઞાનો ખુલાસો કરતાં કહ્યું.

આથી પરસન સમજી ગઇ કે મારી ચતુરાઇ કંઇ કામમાં આવવાની નથી. અને બહાદુર સિંહ કહે છે. તે હકીકત વ્યાજબી છે. ચાલુ જમાનામાં જયાં વિષય લાંજ કામ થાય છે. માટે હવે વધારે લંબાવવાની જરૂર નથી. માટે લાવ હવે સમજાવી દઉં આ પ્રમાણે પોતાના મન સાથે ઠરાવ કરી પરસને પુનઃ ઉદ્દગારો કાઢયા.

"વ્હાલા ! માણસનું દીલ કયાં સુધી છે. તે હા ના કર્યા સિવાય જણાતું નથી. ઘાંચી તલમાં તેલ હોય છે ત્યાં સુધી પીલે જાય છે તેમ મેં પણ કર્યું છે. આપની પરીક્ષા કરી છે માટે ખોટું લગાડશો નહિ. આ પરસન આજથી તમારી છે એમ સમજી લેજો. મારા વ્હાલા ! જુઓ પછી દગો થાય નહિ" કહી પરસન શાન્ત થઇ બહાદુર સીંહની સોડમાં જઇ લપાઇ ગઇ કે તરત બહાદુર સિંહને રોમાંચ ખડો થઇ ગયો. વીષયથી ભરેલા શ્વાનને ભાન રહ્યું નહિ. પાસે બેઠેલા માણસોનો ખ્યાલ કર્યા સિવાય પરસનના ગુલે ગુલાબી ગાલ ઉપર ચુંબન કર્યું એટલામાં જમવાનો ટાઇમ થઇ જવાથી માણસ બોલાવવા આવતાંજ સર્વ જણ તે જગ્યાનો ત્યાગ કરી ચાલતા થયા.

---

# પ્રકરણ ૨૪ મું.

## એક ભવમાં બે ભવ થયાં.



ત્રીભોવનદાસને તાર કરે આજ ઘણા દિવસ થયા છે. તારનો જવાબ આવી જવાથી લોભી ત્રીભોવનદા પોતાના મકાનમાં આમતેમ આંટા મારતો આપણી દ્રષ્ટિએ પડે છે. તેને કંઇ વિચાર થઈ આવવાથી શાંન્ત થઇ ઉભો રહ્યો. પાછો તેજ સ્થીતિમાં ફરવા લાગ્યો. જ્યારે તેના ચરણો થાકયા ત્યારે જપ્યો. આરામચેરમાં પડી વિચાર રૂપી સમુદ્રની અંદર ઝોલાં ખાવા લાગ્યો. વિચાર રૂપી મોજાંએ તેના મગજને દિવાનું બનાવી દીધુ. ત્રીભોવનદાસ પુનઃ વિચારમાં પડી તેને કંઈ થઇ આવવાથી પુનઃ બોલવા લાગ્યો......

“ મારાજ નસીબની અંદર દશહજારનો ડલ્લો લખાએલો છે.” એટલાજ ઉદ્દગારો નીકળી પડયા. પીતાની પાસે આવતી મણીએ. પુનઃ સાંભળ્યા. મણીને કંઇ જાદુઇ અસર થઇ હોય એમ તેના ભાલ કપાળ ઉપર કરોચલીઓ પડી ગઇ. પોતાના પીતાના મુખમાંથી ઉપરના ઉદ્દગારો સાંભળતાંજ મણી પુનઃ બોલી ઊઠી. “ પીતાશ્રી શાનો દશહજારનો ડલ્લો લો છો ?

મણીની ટકોરથી ત્રીભોવનદાસ ઝબકયો. મણીનેશો જવાબ આપવો તે તેને સુજ્યું નહિ. પણ જેમ તેમ કરી ઉદગારોને બહાર પાડયા.

"મણી તે જાણવાની જરૂર નથી. તું તારે ખાઈ પી ને મઝા કર, મોટાની વાતમાં નાના શું સમજવાના છે." વાતને ઉડાવી નાંખવા માટે ત્રીભોવનદાસે કહ્યું.

આથી મણીને વધારે વ્હેમ પેદા થયો. દશહજારના ડબ્બા સંબંધીનાં વિચારો મગજની અંદર ફરવા લાગ્યા. મણીને હેરાન કરવા લાગ્યા. મણીને વિચારોએ નહિ જંપવા દેવાથી પુનઃ બોલી ઉઠી......

"પોતાથી મોટાની વાત નાના બાળકો આગળ કરવાથી તેમાંથી કંઇપણ જાણી શકાય છે. પારણાની અંદર હીંચતાં બાળકો તે બાળકો છે. પણ ઉંમર લાયક થનાર બાળકો તે બાળકો નથી. પણ મિત્ર, સલાહકાર સમજવા. જ્યાં સુધી બાળક અજ્ઞાન હોય ત્યાં સુધી તેમનાથી કંઇ પણ થઇ શકતું નથી. પણ જ્યારે બાળકો હોંશીઆર થાય છે. ત્યારે પોતાનાથી થાય છે. તેટલી મદદ કરે છે. માટે તમારા વિચારો મને જણાવ્યા સિવાય છુટકો થવાનો" નથી મણીએ જાણી લીધું હોય એમ ત્રીભોવનદાસને લાગ્યું. પણ તેથી ત્રીભોવનદાસ પોતાનો ભેદ કોઇને આપે તેવો નહિ હોવાથી મણીનુ મન મનાવવાને પુનઃ ઉદગારો કાઢ્યા

"મણી, મારા દીલની વાત હું બીજા કોઇને કરતો નથી. ને તું જાણે છે. છતાં નકામી હઠ પકડીશ નહિ અને કદાચ દીલની વાત કબુલ કરે અથવા ન કરે તો પછી મારી સોનાની જાળ પાણીમાં જાય. મારૂં બોલેલું પાછું વળવાથી મને બહુ થાય તેથી હું કોઇને મારા વિચારો જણાવતો નથી. અને તેની ટેવ મારામાં બીલકુલ નથી છતાં તારે જાણવાની જરૂર હોય તો મને પ્રથમ વચન આપ

અને પછી હું કહું" ત્રીભોવનદાસે મણીને ફાંસામાં નાંખવા માટે ઉપાય કરતાં કહ્યું.

"પ્રીતાશ્રી વચન શું ચીજ છે. તમારી વાત જાણવાની ઇચ્છા મને છે તો પછી વચન આપવાની શી જરુર છે. મારાથી બનશે તો હું કરીશ અને નહિ બને તો આપનાથી બંધાતી નથી." મણીએ ગોળ વીંટી વાત કહી...

"તેનું કારણ મારાથી સમજી શકાતું નથી." ત્રીભોવનદાસે ચાલાકી વાપરી.

"કારણ માત્ર એજ કે માણસો ગમે તેવા કામ કરવાને માટે આગળ પાછળનો ખ્યાલ રાખ્યા સિવાય વચન આપે છે. તે મુર્ખ મનુષ્યો છે. તે વચન નથી પણ સાહસ છે. બને તે સાહસે કરી ભંગ થતું નથી. પોતાના ગેરલાભમાં હોય છે. તો પણ પોતાની જીંદગી બરબાદ કરી વચન જવા દેતા નથી. પણ સુખ કે દુઃખ ભવિષ્ય પર રાખી પગ ઉપર કુહાડો લે છે. તેના કરતા વચનથી બંધાવું નહિ તેજ શ્રેય છે. હા. હું આપને વચન આપું. પણ મારા ગેરલાભનું હોય તો પછી મારી શી દશા થાય. તેને ખ્યાલ કરવાથીજ આપને હું વચન આપી સકતી નથી. અને આપને વચન લેવાની જરૂર હોય તો. મારે તમારી વાતની જરૂર નથી. કહી મણી ત્રીભોવનદાસ સામે જમીન ઉપર બેઠી.

"મણી તારા તેમજ મારા બંનેના સ્વાર્થની વાત છે. તારે જેની જરૂર છે. અને મારે જેની જરૂર છે. તે સંબંધીની વાત છે. નથી કોઇને આપવું કે લેવું. તું વચન આપવાનું ના કહે છે. તો પછી તું કોને વચન આપવાની હતી. હું તારા લાભમાં છું. એમ સમજી

લેજે. તારા નસીબમાં સ્વર્ગનું સુખ મળતું હોય એમ હું જોઉં છું હું તારો પીતા છું, તો પછી તારા લાભમાંજ અહીશ એમ તું જાણજે પોતાના બાળકોને દુઃખી કરવાને માટે કોના માતા પીતા રાજી હશે. તે તો કહે. માટે મણી મારા કહેવા મુજબ ચાલવાથી તારૂં કલ્યાણ થશે" ત્રીભોવન દાસે પોતાની હકીકત જણાવી.

"પીતાશ્રી તે બાબત ગમે તેવી હો પણ મારે જાણવાની જરૂર નથી." મણીએ નકારમાંજ જવાબ આપી દીધો

"મણી એમ કરે કંઇ ચાલવાનું નથી. તારા ઉપર મારો પ્રેમ બહુ છે. તેથીહું તને સુખી કરીશ તે નક્કી ધારજે પણ તે પહેલાં તને જણાવવાનું કે આપણા કબાટની અંદરથી તા૦ ૨૨ મીનું ગુજરાતી ન્યુંશપેપર છે. તે મારી પાસે લાવ. ત્રીભોવનદાસનો હુકમ સાંભળતાંજ મણીએ કબાટમાંથી ન્યુસપેપર લાવી. ત્રીભોવનદાસ સામે મુકી દીધું નિશાની મુકેલું પૃષ્ટ કાઢી મણીને વંચાવ્યું. વાંચનાંની સાથે મણીના ભવાં ઉંચાં ચઢી ગયાં. અને એકદમ પુનઃ બોલી ઉઠી.

"આમાં તમારી મતલબ?" મણીએ નવાઇ પમાડે તેવો પ્રશ્ન કર્યો.

"મણી ન્યુસપેપરની મારે જરૂર નથી. જરૂર માત્ર તારી છે. મારી મતલબ તારામાં છે. જ્યાં સુધી તું છે. ત્યાં સુધી ન્યુસપેપર છે. અને જ્યારે તું નથી ત્યારે કંઇ નથી. તારાથીજ હું સુખી થવાનો છું." ત્રીભોવનદાસે કંઈ મર્મથી કહ્યું.

"પિતાશ્રી તમારા ભેદ ભર્યા વાક્યની મને બીલકુલ સમજ પડતી નથી. માટે મને ચોકખે ચોકખું કહી દો એટલે વાતનો નીવેડો આવી જાય." મણીએ અધીરી થઇને કહ્યું.

"મણી તું ડાહી છે. સમજુ છે. એટલે તો વધારે કહેવાની કંઈ જરૂર નથી. તારી સગાઈ સાત હજાર લેવાના કરી કરેલી છે. તેને એક બાજુ મેલી દશ હજાર લેવાનો વિચાર છે. અને તારૂં લગ્ન દશ હજાર આપનારની સાથે થશે." ત્રીભોવનદાસે પોતાનો અભીપ્રાય જણાવી દીધો.

"ત્યારે તો હાની અરજી પણ આપી ચુકયા હશો? મણીએ આશ્ચર્ય પમાડે તેવો પ્રશ્ન કર્યો.

"મણી મને ગભરાવીશ નહિ. શાંન્ત થઈને મને જે કહેવાનું હોય તે કહે. હા! હું તેની અરજી પણ આપી ચુક્યો છું." ત્રીભોવનદાસે આંખો બંધ કરીને કહ્યું.

"હાય! સ્વાર્થી પીતા એકને ભીખારી બનાવી બીજાને ભીખારી કરવાનો ઉપાય કરો છો. પણ તમારી ઇચ્છા મુજબ કંઇ પણ થવાનું નથી. શું! તમે પીતા છો? નહિ તમે પીતા નથી. બાળકનો સ્વાર્થ બગાડનાર, સ્વાર્થ અંધ નીચ રાક્ષશ છો. હાય! મારા એક ભવમાં બે ભવ થયા" કહેતાંની સાથે મણીને અંધારાં આવવાં લાગ્યાં ચકરી આવવાથી જમીન ઉપર પછડાઈ ગઈ. પછડાતાંની સાથે પાછા "એક ભવમાં બે ભવ થયાં." એટલાજ ઉદ્‌ગારો કાઢતાંની સાથે પુનઃ બેભાન થઇ ગઈ.



# પ્રકરણ ૨૫ મું



## ખુનીનો પતો લાગ્યો.



શાંતીલાલ અને ઇન્સ્પેકટર સાહેબના શીર ઉપર પડેલા દુ:ખથી બંને પોલીસ અમલદારો પરસનથી કંટાળી ગયા હતા. પરસનના આપેલા દુ:ખની અસર બનેના મગજની અંદર લાંબી થઇ હતી. બંને અમલદારો પરસનના કાયદામાં ફરતા હતા. દરેક વખતે તેઓ વિલાસ ભુવનની તપાસ કર્યા સિવાય રહેતા નહિ. વીલાસભુવનની હકીકત જાણવા માટે છુપી પોલીસ મીનીટ મીનીટની ખબર પહોંચાડતી હતી.

વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. કાળી રાત્રી કાળાં કૃત્ય કરનાર પ્રાણીઓને ઉપયોગી થઇ પડી હતી. વીજળીનો ચમકારો પાંચ, પાંચ મીનીટને અંતરે થતો હતો. વાદળાના ઘસારાથી જે અવાજ થતો હતો. તેનો ધ્વની જંગલની અંદર બેઠેલા મયુર પક્ષીઓને કાને અથડાતાંજ મીઆઉ મેઆઉ કરતા હતા. ઊંચી ડોકથી આકાશ સામે જોઇ રહેતા. દેડકાઓ વરસાદના પાણીથી આનંદ પામી આમતેમ કુદતા નાચતા જણાતા હતા. શ્વાન ભસવાનો અવાજ કર્ણેંદ્રીને અથડાતો હતો. રાત્રી સમસમ કરતી ચાલી જતી હતી. તેવા વખતમાં શાન્તીલાલ અને ઇન્સ્પેકટર પર્વતોની ગુફાઓ શોધતા લુચ્ચા, લફંગાઓને ભય પમાડતાં પહાડ ઉપર ચઢતા પોતાની ચક્ષુઓ આણીગમ તેણીગમ ફેરવતા નીચે આવી એક વૃક્ષ તળે

બોલ્યા. કે તેમની દ્રષ્ટીએ એક પુરૂષ ગામ તરફ આવતો નજરે પડવાથી વૃક્ષની ઓથમાં છુપાઇ ગયા. કે તરત આવનાર પુરૂષ તેજ વૃક્ષ તળે આવીને ઊભો રહ્યો. આવેલો પુરૂષ નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસનાંખતો હતો. વધારે પરિશ્રમથી થાકી ગએલો હોય એમ જણાતું હતું. વરસાદથી તે ભીંજાઇ ગયલો હોવાથી ધ્રુજતો હતો. ચંદ્રના મંદમંદ પ્રકાશ નીકળવાથી તેના ચહેરા ઉપર થતા ફેરફારોથી તે કંઇ ઊંડો વિચાર કરતો હોય એમ જણાતું હતું. ચિંતાથી તેના મુખ ઉપરની લાલી પલાયન થઈ ગઈ હતી. મુખ નીઃસ્તેજ બની ગયું હતું. તેને અતીશય થાક લાગવાથી "હાય! દુખોદ્‌ગાર કાઢતાંની સાથે જમીન ઉપર બેસી ગયો. ચીંન્તાથી તેનુ મગજ ભમવા લાગ્યું. ઠંડા પવનથી તેને કંઇ આરામ થવા લાગ્યો થાક એકદમ હલકો થઇ જવાથી પુનઃ બોલી ઊઠયો...

"હાય! પ્રભુ સહાયથાઓ. પાપી મનુષ્યોએ બળહીન, શક્તિહીન કરી દીધો ચક્ષુઓનું તેજ ચંડાળોની સાથે ફરવાથી ગુમાવ્યું તન-મન-અને ધનથી પાયમાલ થઇ ગયો પણ કંઈ પતો લાગતો નથી. પાપી માણસો તેની ઇચ્છા પ્રમાણે કામ કરે છે. ધારેલાં કાર્યોમાં ફતેહ મેળવેછે. એક અબળાકે જે ઉંદરથી ડરી જનારી ઓરત અબળાનું નામ ધરાવી સબળા થઇ સબળ કામો કરે છે. ગમે તેવા વીર પુરૂષોને હંફાવી નાંખે છે. સતીના શીયળને, પતિવ્રતાના પતિને, જોત જોતામાં નાશ કરે છે. પુત્રવંતીઓને વંઝા બનાવે છે. હાય! જમાના! જમાના! શું તારો પ્રતાપ અજબ જમાના તારો ગજબ ખેલ જોઇ મારૂં કાળજુ ચીરાઈ જાય છે.

હાય ! જુલ્મી જાલીમો તમારા અંતઃકરણો ખુશી કરો. તમારી ખુશી તમારી હાંસી તેજ તમારા દુઃખમાં વૃદ્ધી કરનાર છે. તમો નર્કના કીડા થઈ નર્કમાં પડવાના છો. નર્કમાં સડવાના છો. ઓ જુલ્મી ! અધર્મી લોકો તમારા કૃત્યો તમનેજ નડવાના છે. તમારા પાપ કર્મ તે તમારૂં સુખ નથી. પણ દુઃખ છે. ખરૂં સુખ પરોપકાર કે પરમાર્થ છે. અને પરોપકારથી મનુષ્યોનું નામ યાવતચંદ્ર દિવા કરો ત્યાં સુધી અમર નામ થાય છે. ( પાછા તેના વિચારે બદલાયા.

" પાપી ! દુષ્ટ લોકો તમો ખુશી થાઓ. હસો પણ તે સુખ તમારૂં પળવારનું છે. પાપી અનીતિમાન મનુષ્યોને કદાપી કાળે જંપ થતો નથી. પણ સત્યમેવ જયતી. સત્ય એજ જીતે છે. સુર્ય કોઇપણ કારણથી છુપાઈ જાય છે. પણ છેવટે તેટલાજ તેજથી પ્રકાશીત થાય છે. તેમ સત્ય અને પરોપકારને વળગી રહેનાર મનુષ્યના શીર ઉપર દુઃખનું વાદળ આવે છે. પણ તે વાદળ જલદી નાશ પામતાં. અંતે સત્યરૂપી સુર્ય પ્રકાશીત થાય છે. સાચે રાચે રામ અને જુઠાના કપાળમાંજ ડામ હોય છે. અધર્મી, અનીતિવાન મનુષ્યને પરમાત્મા કદાપી કાળે મદદ કરતા નથી. તો પછી મારે ડરવાની શી જરૂર છે. શાંન્તથા, બાયલા મનડા ભયભીત થઇશ નહિ. સંસુર ! ભેદી પુરૂષનું નામ ધરાવનાર મન ! પાંખ વિના તું નાસીને ક્યાં જાય છે. મારા હસ્ત તને પલાયન થતાં પહેલાં પકડવાને તૈયાર છે. જ્યાં સુધી આ દેહની અંદર પ્રાણ છે. ત્યાં સુધી હું તને ડરવા દઇશ નૈહિ. જેવું નામ ધરાવ્યું છે. તેનુંજ નામ ધરાવી અમરનામ કરવાને શકિતવાન થા. ભલે પરોપકાર અર્થે આ દેહ નાશ પામે, ચક્ષુઓ ફુટી જાય તેની મને પરવા નથી. પરવા પરમાર્થની છે. જે

નિશ્ચય કર્યો છે. તેને કાયમ રાખ. હાલમાં તારો ભેદ જેમ છે તેમ કાયમ રાખ. ભેદ ભરેલાં કેટલાક કામો તારાથી થવાનાછે તો પછી ભયભીત થઇને શું કરીશ તારી અંદર અનીતિનો વાસ થવાથી તારા નામને તારા ભેદને બટ્ટો લાગશે.' વ્હાલા વાંચક આવનાર પુરૂષ તે બીજો કોઇ નહિ પણ ભેદી પુરૂષ હતો ભેદી પુરૂષ આ પ્રમાણે પોતાના મનને હિંમત આપી રહયો છે. એટલામાં તેને ક્રોધ ચઢી આવવાથી ચક્ષુઓમાંથી અગ્નિ વરસવા લાગ્યો. અને પુનઃ ક્રોધાવેશમાં આવી પુનઃ બોલી ઊઠયો.

"પાપી પરસન ! હું કોણ છું ? તે તું જાણતી નથી. હુ તારી માફક અઘોર કૃત્યનો કરનાર મનુષ્ય નથી પણ પાપીઓનો પ્રાણ લેનાર ભેદી રાક્ષસ છું. મારો ભેદ તારી જાણમાં છે. છતાં મારા ઉપર આટલો બધો જુલ્મ હાય ! મારા નામથી તું અજાણ છે ? ના તું મને બરાબર ઓળખે છે. છતાં તું મારાથી ડરતી નથી. (પાછા વિચારો બદલાયા.)

"ઓ સ્યામદાસ તું પુરૂષ નથી પણ બાયલો છે. મને ભમાવનાર જુઠું બોલી રઝળાવનાર ભામટો છે. મને દગાથી ફસાવનાર તું દગાબાજ છે. તેથી મને જુઠું કહી રખડાવી માર્યો છે. અને એમ સમજાય છે તું પણ પરસના મોહપાસમાં પડયો હોય એમ જણાય છે. મને એમ સમજાય છે કે તું મને આ રસ્તે રવાના કરી તું બીજા રસ્તે ગએલો જણાય છે. ભેદી પુરૂષ આ પ્રમાણે ઉદ્‌ગારો કાઢી રહયો છે એટલામાં સ્યામદાસ તેની નજરે તરી આવ્યો હોય એમ દેખાયું. આથી પુનઃ ક્રોધીત થઇ બોલી ઉઠયો......

"બતાવ ! સ્યામદાસપાપી પરસન કયાં છે ? કયા સ્થળે જઇને પોતાના પાપી વિચારોના નીર્ણય કરવા બેઠી છે. મને તેથી જલ્દીથી

ખબર આપ. નહિં તો મહા અનર્થ કરનારી મહા અઘોર કૃત્ય કરી મુકશે. શીયળવંતીઓના શીયળનો ભંગ કરી મુકશે. નિર્દોષનાં પ્રાણ હરતાં બીલકુલ અચકાશે નહિ. બોલ! ચંડાળ પુતળાની માફક મારી સામે કેમ ઊભો રહે છે. મારા પ્રશ્નનો મને જવાબ આપ શું! તારી પણ બુધ્ધિ નષ્ટ થઇ ગઇ છે કે શું? તે સિવાય આમ એકાએક ફેરફાર થઈ શકે નહિ. પાપી મનુષ્યો ધર્મીષ્ટને પણ પાપ કર્મ કરવા તૈયાર કરે છે. અનીતિવાન મનુષ્યો નીતિવાનને પણ અનીતિ કરાવવાને માટે તૈયાર થાય છે. હાય! અફસોસ, પાપીની કપટજાળમાં ફસાઈ જનાર શ્યામદાસ તારૂં શ્યામ મુખ મને બતાવીશ નહિ. તું મારો દોસ્ત નથી. પણ દુસ્મન છે. આજથી હું તારો અને હું મારો શત્રુ છે. અને આજથી તારો નાશ થવા બેઠો છે. એમ મને જણાયછે. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણછે. ત્યાં સુધી હું તને જીવતો છોડનાર નથી. અને હું આજથી પ્રતિજ્ઞા કરૂં છું. કે તારા એટલાજ ઉદ્‌ગારો નીકળ્યા કે તરત "ભેદી પુરૂષ સાહસ કરીશ નહિ. નિર્દોષના ઉપર આરોપ મુકીશ નહિ. શ્યામદાસ કદાપી અનીતિના રસ્તે જાય તેવો નથી. શ્યામદાસ ખરો પરોપકારી પુરૂષ છે. તેના જેવો કોઈ પરોપકારી પુરૂષ આ દુનીઆની અંદર જોયો નથી. શ્યામદાસ તે શ્યામદાસ છે. તેણે આપેલી ખબર ખરી છે. તે પણ તેની ભાળમાં ફરી ટીચાઇ હાલ પોતાના મુકામે ગયો છે. માટે તારા સાહસથી તનેજ નુકશાન થાત" અંતરીક્ષથી આવતો અવાજ બંધ થઈ ગયો. કે તરત ભેદી પુરૂષ પુનઃ બોલી ઊઠયો.

"પવિત્ર પીસાચ! ક્યાં છે પાપી પરસન? ભેદી પુરૂષે પ્રશ્ન કર્યો.

"ભેદી પુરૂષ પરસનનો પતો તારાથી કે શ્યામદાસથી લાગવાનો નથી. પરસન એવી નિર્ભય જગોએ પડી છે કે ત્યાં પક્ષી સરખું પણ જઇ શકતું નથી. કારણકે ત્યાં આગળ અઘોર કૃત્યના કરનાર બ્હારવટીઆઓનું સ્થાન છે. ત્યાં આગળ જનાર પુરૂષ કદાપી કાળે પ્રાણ લઇ પાછો આવતો નથી. માટે તે જગોએ જવા કરતાં પરમાત્મા અહીંઆં મેળવી આપશે. ધર્મીષ્ટને મહાન પરમાત્મા ગેબી મદદ પહોંચાડેછે. માટે હિંમત કદાપી કાળે છોડીશ નહિ. અને કદાચ પરમાર્થને માટે પ્રાણ આપવાની જરૂર પડે તો પાછી પાની કરીશ નહિ. પાપી પરસન ત્યાંથી નીકળી સતી માણેકના ઉપર તરાપ માર્યા સિવાય રહેશે નહિ. માટે સતીની શંભાળ લેજે. જેથી તારૂ પ્રભુ કલ્યાણ કરશે. અને મોક્ષ ગતીને પામીશ. પીસાચના ઉદગારો શાંતીલાલ અને ઇન્સ્પેક્ટર સાહેબ શાંભળતા હતા. અવાજ આવતાંની સાથે પોતાની દષ્ટી ફેરવી. પણ કંઈ નહિ દેખાવાથી શાંન્તીલાલ આશ્ચર્ય પામ્યો. અને બંને જણ નવાઇ પામ્યા. પોતાની શંકા દુર કરવા માટે શાંન્તીલાલ કંઈ બોલવાનો વિચાર કરેછે. એટલામાં પાછા અંતરીક્ષ નીચે પ્રમાણે શંભળાયા.

"શાન્તીલાલ નવાઇ પામવા જેવું છેજ નહિ. મહાન પરમાત્મા નીરાધારના આધાર હોવાથીજ પરોપકારી પુરૂષોને હું મદદ કરૂં છું. માટે તમોને પણ મદદ કરીશ. પણ યાદ રાખજો કે અનીતિ કરશો તો મહાન પ્રભુના ગુન્હેગાર થશો. સાંભળો જે ખુનીની તમે શોધ કરો છો. તે ખુની બીજો કોઇ નહિ પણ પાપી પરસન છે. અને જેનું ખુન થયું છે. તે હું પોતેજ છું. મારૂં ખુન કેવી રીતે થયું છે.

તે શ્યામદાસ જાણે છે. એટલે તેને પુછવાથી ખાત્રી થઇ જશે. પણ વધારામાં મારે તમોને જણાવવાનું એટલુંજ કે અનીતિ કરવાથી, અન્યાય કરવાથી મોક્ષગતી થતી નથી. પણ અધોગતી થાય છે. અને અનીતિના ફળ મને મળેલાં હોવાથી હું આ દશાને પ્રાપ્ત થયો છું. મારૂં નામ રમણીક હતું. અને હું કોનો છોકરો તેમજ મારી પેટી તમારે ત્યાં કેવી રીતે આવી. તેનો ભેદ કોઇ વખતે હું તમને જણાવીશ.

શાંન્તિલાલ પાપી સ્ત્રીનું નામ લેવાથી હું અપવિત્ર થાઉં છું. તેથી હું તેનું નામ લઇશ નહિ પણ ચંડાળણી બ્હારવટીઆને લઇ શહેરની અંદર દાખલ થવાની છે. બહાદુરસિંહ નામના પ્રમુખે સતી માણેકનું સત્યાનાશ કાઢવાનો વિચાર કર્યો છે. અને જ્યારે તમારા ઉપર આફત આવે એટલે મને ઉછગાના મુડદા તરીકે તેમજ પીશાચના નામથી યાદ કરજો.. ગમે ત્યાં હશો તો પણ તમારી ખબર લીધા સિવાય રહીશ નહિ. પણ સતી માણેકના મકાન ઉપર પુરતો બંદોબસ્ત રાખજો. કહેતાંની સાથે ભયંકર અવાજ થયો. અવાજ થતાંની સાથે પીસાચ બોલતો બંધ થઇ ગયો. દરેકના મુખ સીવાઇ ગયાં. કોઇથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ.

ભેદી પુરૂપના મગજની અંદર શાન્તિલાલ કાણ એવા વિચાર થઇ આવવાથી પોતાની દ્રષ્ટિ ચારે બાજુએ ફેરવવા લાગ્યો. એટલામાં ઇન્સપેકટર સાહેબ તથા શાન્તિલાલ ભેદી પુરૂપની સમક્ષ આવી ઉભા રહ્યા. એક બાજના મુખારવિંદ જોવાથી " સાહેબ! આતો એજ " એટલાજ ઉદ્ગારો શાંન્તીલાલના મુખમાંથી નીકળી

ગયા. કે ઇન્સપેક્ટર સાહેબે શાન્તીલાલનો હસ્ત દબાવ્યો. ભેદી પુરૂષની પાસે જઇ પુન: બોલવા લાગ્યો.

" પરોપકારી પુરૂષ ધન્ય છે. તને કે તારો સ્વાર્થ મુકી પરમાર્થ કરવાને માટે દુઃખ વેંઠે છે. ભેદી પુરૂષ ધન્ય છે તારી નીતિને પ્રભુ! તારી નીતિનો બદલો આપશે. " પરોપકારી પુરૂષો જેવા તમો છો. તેવો હું છું. તમે મારા કરતાં અધીક કામ કરો છો. તેથી હું આપનો ઉપકાર માનું છું. અને પરમાત્મા પાસે માગું છું કે પ્રભુ તમારૂં કલ્યાણ કરે. મહાપુરૂષ આપને હવે ક્યાં જવાની જરૂર છે. " ગામ તરફ " શાન્તીલાલે પ્રત્યુત્તર આપ્યો કે ત્રણે પરોપકારી પુરૂષોએ પર્વત પ્રદેશનો ત્યાગ કરી ગામ તરફ જવાનો માર્ગ લીધો.



## પ્રકરણ ૨૬ મું.

### સૈયરની શીખામણ.


આ

પણે ગયા કે તરત મણી શુદ્ધીમાં આવી ગઇ. મણી ગુમ થઇ ગએલી હોવાથી તેની ઉંમરની સૈયરો મણીને મળવા આવી હતી. માણેક આ વખતે મણી ઉપર પરસન થવાથી મનહર બાગમાં ફરવા જવાની રજા આપવાથી પોતાની બ્હેનપણીઓને લઇ મનહર બાગની હવા ખાવા આવી હતી. મનહર બાગ જેવું તેનું નામ તેવાજ તેના ગુણ હતા. મનહર બાગની અંદર કેટલાક સુગંધીદાર ફુલના છોડવા આવી રહયા હતા. મનહર બાગની અંદર શોખીનોને વાંચવા માટે એક લાયબ્રેરી ખોલવામાં આવી હતી. સ્વચ્છ ભરેલા જળના હોજની અંદર ભિન્ન ભિન્ન જાતની માછલીઓ હોજના પાણીને શોભાયમાન અને ચોકખું બનાવતી હતી. પાસે ફુવારો પોતાની બારીક ધારથી લીલોતરી ઉપર પોતાને અમલ બેસાડતો હતો. પાસે બેઠકને માટે સુંદર બાંકડા નાંખેલા હતા. ત્યાં આગળ જોબનમાં ઝુલતી, તરુણ બાળાઓએ આવી પોત પોતાની જગો લઇ લીધી. મણી તેમનાથી દુર જઇને બેઠી. આથી તેમાંની એક સહીયરે મણીને ટકોર મારી.

"બ્હેન અત્યારથીજ છેટે જઇને બેઠાં. હજુ તો વાર છે. તમે અવિવાહીત છો અને અમો પણ અવિવાહીત છીએ. તો પછી આપણા સર્વનો રસ્તો એક છતાં દુર જઇને કેમ બેઠા છો. જરા પાસે આવીને તો બેસ!

"બ્હેન! તું સમજતી નથી. આપણી મણી આપણા જેવી મોટ નથી. પણ ચાલાક છે. તે બેઠી છે. તો કંઈ ખાસ જ કાર્યના માટે બેઠી હશે. તેના દીલની વાત તું શું જાણવાની હતી કેમ બ્હેન! ખરૂં ને. 'બીજીએ મણીની મશ્કરી કરતાં કહ્યું 'ચંપી! તું તો છે ચંપી પણ તારામાં બીલકુલ સુવાસ તો છેજ નહિ. કેટલાક ચંપા સુગંધીદાર હોય છે. અને કેટલાકમાં તો સુગંધીજ હોતી નથી. તેમ તું સ્ત્રી જાત થઇ પણ તારામાં અકલજ કયાં છે. મણીનો વખત હવે રમવા જવાનો નથી પણ મનના માલીકને મળવાનો છે. તેથીજ તે દુર જઇને બેઠી છે. મણી! શાંન્તિ રાખ ધીરજના ફળ મીઠાં હોય છે. તને પણ તારા મનનો માલીક મળશે. ગભરાઈશ નહિ મણી સાંભળ

"મનનો માલીક વ્રીકમ તારો, પ્રેમી તારો મળશે?
ધીરજ મારી સૈયર ધરજે તનના દુખો ટળશે.

માટે મણી ધીરજ તેજ તારા પ્રીયતમને મળવાની નિશાની છે. તેથી કરીને નીરાશ થઇશ નહિ." નર્મદાનામની સૈયરે મશ્કરી કરતાં કહ્યું.

"નર્મદા બ્હેન તેવું મન કયાંથી લાવવું. બીચારી મનને મનાવે છે. પણ માનતુંજ નથી. તેમાં બીચારી મણીનો શો વાંક છે. ચંપાએ મણીને સારૂં લગાડવાને માટે કહ્યું.

"અરે ચંપી તું તો ચંપી છે મણીનો વાંક નથી. તો પછી કોનો વાંક સમજવાનો છે. જો તો ખરી આ રૂપાળા ગુલાબી ગાલો

તેની જુવાનીનો ખીલેલો બાગ કેવો કરમાઇ જાયછે. જ્યાં સુધી કુદરતના બગીચાની અંદર તન રૂપી કળીને ભેટનાર તેની મીઠી પરાગનો રસ પીનાર ભોગી ભમર નથી. ત્યાં સુધી બીચારી મણીને બીલકુલ ચેન પડવાનુંજ નથી. બ્હેન તેમાં આપણે શું કરીએ.

"મનનો માલીક શોધવો ક્યાંથી, શોધી કોણ કાઢે
કાચી કળીનો ભોગી ભમર દયા કેમ નહિ લાવે."

મણીનો માલીક આપણે ક્યાંથી શોધી કાઢીયે પણ પ્રભુની મહેરબાની હશે તો કાચી કળીનો ભોગી ભમર થોડા દિવસમાં મળી આવશે. નર્મદા નામની સૈયરે કહ્યું.

"ત્યારે તો અમને પણ તેના પ્રીયતમને દેખાડશે ખરીને ?

"હા: કેમ નહિ દેખાડે. પછી મણીબાતો મોટેરાં થઇને બેસસે. અને વખત આવે રીસાઇને પણ બેસશે. ત્યાર પછી.

"દયા લાવી પ્રેમ દેશે પ્રેમ આલીંગન પ્રીતે.
મણી મારી સૈયર શાણી રમશે રૂડી રીતે"

નર્મદાએ પ્રત્યુતર આપતાં કહ્યું. આવી ઠઠ્ઠા મશ્કરીઓથી મણી ચીડાઇ ગઇ. અને પુનઃ બોલી ઊઠી.

"જાઓ ! તમે મને વધારે સતાવશો નહિ. તેમજ આવી રીતે સતાવશો તો હું રડી દઇશ. જાઓ તમને બીલકુલ શરમ આવતી નથી. વધારે સતાપ સો તો તમને લાત મારીશ. ચાંદીની ગંટડી જેવા અવાજથી સૈયરે વળતાં કહ્યું.

"લો જુઓ ! આતો શેરને માથે સવાસેર થવા જાય છે. બ્હેન ?

"શરમ શાની સૈયર મારી સંસાર રીતની વાતો
હૃદયમાં રાજી રહે છે. અને ઉપરથી મારેછે લાતો.

રડતાં તને રોકી કોણે. મનાવનાર નથી કોઇ.
ભાન ભુલે છે બેની મારી તું કોના ઉપર મોહી.

ઓહોહો ! આતો ઉલટી ફજેત કરેછે. મનમાં તો કંઇનું કંઇ થઇ જતું હશે. અને ઉપરનો કેવો દેખાવ બતાવે છે. અમે ક્યારે નથી સમજતાં ? કે જુવાની શું નથી કરતી. જુવાની ભાનને ભુલાવી દિવાના બનાવી દેછે. તેમ તું પણ તારી જુવાનીથી દિવાની થઇ છે. અને તેથીજ ભાન ભુલી ગઇ છે.

બ્હેન ચંપી આજ મારી પાસે છે. તો કાલે તારી પાસે આવશે માટે ગભરાઇશ નહિં. જેટલી મારી મશ્કરી કરવી "હોય તેટલી કરી લે. મારો પણ સમય આવશે માટે ફીકર કરીશ નહિ" મણીએ ભવિષ્યનો ખ્યાલ કરતાં કહ્યું.

"મણીબા ત્યારની વાત ત્યારે છે..જે વર પરણે છે. જે વેહેલમાં બેઠો છે. તેનાજ ગીત ગાઓને કુંવારાના શા માટે ગાવા જાઓ છો કહોતાં ખરાં કે તમારી જુવાની તમને શું કહે છે. તેનું તો મને ભાન કરાવો. પછીની વાત પછી" નર્મદા એ ચાલતા વિષયોનો ખુલાસો પુછયો.

"અલી નર્મદા ! મણીને શું પુછે છે, જો ઓલી મારી ભોજાઇ આવે તેને પુછી જો એટલે તને બધી હકીકત કહેશે. જેણે સ્વાદ ચાખ્યો નથી, તેને પુછવાથી તેનો કેવો સ્વાદ છે. તે કંઇ જોવાથી કહી આપે તેમ છે. માટે તેણે સર્વ જોએલું હોવાથી તેને પુછી જોજે. જો છેતરાઇશ નહિ. નહિં તો તને પણ ભેગી લઇ પડશે. ચંપી પોતાની ભોજાઇને દેખાડી દુર જઇને ઉભી રહી. એટલામાં

ચંપીની બોલાઇ સરસ્વતી પુનઃ પાસે આવી ઉભી રહી કે પુનઃ બોલી ઊઠી...

"કેમ ત્રણે જણ શા વિચારમાં અહીંઆં આવ્યાં છો. ફુલ લેવા કે ફુલના રખવાળને શોધવા આવ્યાં છો તેતો કહો...

"લ્યો! આતો આવ્યાં એવાંજ દેખાયાં. પણ તમે તો કહો કે તમારો રખવાળ ક્યાં છે, કે તમને છુટાં મુકી દીધાં છે. શું! તમારા રખવાળને તમારી જરૂર નથી કે? ચંપીએ તેને મળતોજ જવાબ આપ્યો...

"ઓય! આતો ચંપીમા બોલ્યાં કેમ? "સ્વરસ્વતીએ પ્રશ્ન કર્યો.

"હા! એજ તમારી નાની નણંદલ બોલ્યાં. કંઇ દંડ બીજો લેવો છે કે શું? ચંપીએ મશ્કરીમાં ઉડાડતાં કહ્યું.

"દંડતો લેનાર હજુ કયા ખુણે હશે. માટે અત્યારથી દંડ આપીને શું કરશો. તેનો વખત આવે એટલે આપી દેજો. નહિ તો અમારી નર્મદા બાને આપો કે સંભાળશે. 'સરસ્વસ્તીએ નર્મદા ઉપર ઢોળી પાડયું',

"અલી ભાભી તારૂં મેં નામ લીધું છે. કે મારૂં નામ લે છે. જા આપ તારા માંટીને કે સાચવીને રાખે" અને નર્મદા વળી તેના માટીની સાચવવાની શકિત હોત તો આમ રખડતી મુકે ખરી કે. ઠીક છે. આજ મને ઘેર આવવા દો. પછી તમારી વાત છે." ચંપીને ડર બતાવતાં કહ્યું.......

" ચંપી તું ઘેર જઇને શું કરવાની હતી. મારા ભાઇ બિચારા તેની અણી આલી આંખલડી જોઇનેજ દિવાના થઇ ગયા છે. અને મુખડાના મલકાથી તો ભાનજ ભુલી ગયા છે. તો બિચારા મારા

બાઇ તેને શું કરવાના હતા. જરાક ગુસ્સો ચઢયો એટલે ઝટ લઇને ભાભી લપાયાં એટલે ઠંડાગાર થઇ જાય છે. જો આ કેવું ધણીનું મન મનાવી લીધુ છે." નર્મદાએ સરસ્વતીની સ્થીતિનો ખ્યાલ કરાવ્યો. " અલી નણુંદો તમારૂં કેમ આવી બન્યું છે. તમે બીલકુલ સમજતીઓ નથી કે પતિ પરમેશ્વર તન મન અને ધન પતિ છે. અને સ્ત્રી તેની અર્ધાંગના એટલે અડધું અંગ છે, એક આંખ છે. જે સ્ત્રીએ પોતાના પતિનું મન મનાવ્યું નથી. પતિને પોતાના કર્યાં નથી. ત્યાં સુધી તે સ્ત્રીપણાને લાયક નથી. અને તેવી સ્ત્રીઓ નહિ પણ કુલટા સમજવી.

પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે. તેનેજ પતિવ્રતા કહે છે. અને સ્ત્રીના દુઃખે દુઃખી થનાર પતિ તેજ ખરો પુરૂષ છે. જેના ઘરમાં સ્ત્રી સુખી છે. તેનો સંસાર પણ સુખી છે. અને જેને ત્યાં સ્ત્રી દુઃખી છે. તેનો સંસાર ઝેર સમાન થાય છે. અને સંસારની અંદર રઝળી રખડીને મરે છે. માટે પતિના દુઃખે દુઃખી થવું તેજ સ્ત્રીઓનો ધર્મ છે. અને પતિને દુઃખ દેનાર સ્ત્રી નર્કની અધીકારણ થાય છે. માટે શીયળને સાચવી પતિનું મન મનાવવામાંજ ખરૂં સ્વર્ગ છે. દરેકે પોતાના પતિની આજ્ઞામાં રહેવાથીજ કાયાનું કલ્યાણ થાય છે." સરસ્વતીએ સ્ત્રી ધર્મ મુજબ સદબોધ કર્યો.

" કેમ ! નર્મદા હું નહોતી કહેતી કે મારી ભાભીને પુછવાથી ખાત્રી થશે. જો મારૂં કહેવું આગળ આવ્યું કે નહિ ? ચંપીએ પોતાના વખાણ કરતાં કહ્યું.

" હા બ્હેન તારૂં કહેવું વ્યાજબી છે, પણ તું એમ તો કહે કે તારા પતિને તું કેવી રીતે વસ કરીશ " નર્મદાએ ચંપી ઉપર ડોળા પાડતાં કહ્યું.

"કરવું તું શું ! વળી બાવા, જોગી, અતીત પાસે જઇને મોહીની મંત્ર કરાવવો. વસીકરણ કરાવવું. અને તેનાથી પતિને વસ કરવો તેજ ખરો વિચાર છે." ચંપીએ પોતાની અજ્ઞાનતા જણાવી.

"ચંપી બા ! તેથી કરીને પતિ વસ થતો નથી. વસીકરણ તેજ દુનીઆનો વ્હેમ છે. અને તે વ્હેમને લીધે લુચ્ચા, ઢોંગી પુરૂષો ધુતી ખાય છે. અને તેથી કંઇ સ્વાર્થ સરતો નથી. પણ પરમાત્માના, પતિના ગુન્હેગાર થવાય છે. અને અવર પુરૂષની સાથે એકાંત વાતચીત કરવાથી પતિવ્રતને બટો લાગે છે. માટે ખરૂં વસીકરણ, ખરી મોહીની, તે એક પ્રેમમાંજ હોય છે. જ્યાં પ્રેમ છે. ત્યાં આગળ દેવ કે દાનવ કોઇનું ચાલતું નથી. અને તેજ પ્રેમથી પતિ પોતાના થાય છે. જંત્ર, મંત્ર કે ધંતરથી પતિ વસ થતા નથી. પણ સ્ત્રીઓની પવિત્ર બુદ્ધીથી, સુવાકયથી વશ થાય છે. પણ અતીત. સંનાસીકે ગોરજી પાસે જવાથી વશ થતા નથી." સરસ્વતીએ પોતાની પવિત્રતા જણાવી.

"બે બ્હેન છાની રહે. કોઇ અજ્ઞાનને સમજાવ. પુરૂપ એવા કઠોર હૃદયના હોય છે કે તેમનાથી ભલમનસાઇ રાખવાથી ઉલટા દુશ્મન બને છે. અને બિચારી સ્ત્રીઓને મારઝુડ કરે છે. તેના કરતાં કુંવારા રહેવું સારૂં છે. પતિને પરમેશ્વર નહિ પણ સ્ત્રીઓનો ભક્ષ કરનાર રાક્ષસો સમજવા. બિચારી સ્ત્રીઓતો પુરૂષની વાંસે વાંસે ફરે છે. પણ તેની પુરૂષોને બીલકુલ દરકાર રહેતી નથી. અને બિચારીના કોમળ સુલ બદનને દુઃખ આપવામાં બાકી રાખતા નથી. બિચારી દુઃખના ડુંગર તળે દબાઇ જઈ છેવટે પોતાના પ્રાણની આહુતી આપે છે. તેના કરતાં કુંવારી જીંદગી ગાળવી એ હજાર દરજ્જે

સારૂ છે." નર્મદાએ પોતાનો અભીપ્રાય જણાવ્યો,

"નર્મદાબા! તમારૂં સમજવું ફેર છે. કેટલાક પુરૂષો દેવની મુર્તી પ્રેમની પ્રતીમા. સ્નેહનો ભંડાર હોય છે. તપાસ કરો રામ જેવા મહા પુરૂષો સ્ત્રીઓની સાથે દુઃખી થયા છે. અને પોતાના રાજ્યની પરવા રાખ્યા સિવાય સતી માયા સીતાજીને માટે જંગલે જંગલે રડતા દુઃખી થતા ફર્યા છે. શું! તેમને સ્ત્રીઓ નહોતી મળતી હા. મળતી હતી પ્રેમને માટે સ્નેહને માટે. દુઃખી થયા છે. પુરૂષ વિના સ્ત્રી અને સ્ત્રી વિના પુરૂષ રહી શકતો નથી. મહાન પરમાત્માએ દુનીઆની અંદર પુરૂષ અને સ્ત્રીનું જોડું ઉતાર્યું છે. સ્ત્રીને પુરૂષ લખાયો છે. અને પુરૂષને સ્ત્રી નસીબે લખાઇ છે. કુંવારા કોઇએ જીંદગી ગાળી નથી. અને તેમ કરવાને માટે સાહસ કરવાથી મહા અનર્થ, અધર્મ થાય છે. તેવો અધર્મ કરવાને માટે કોઇએ વિચાર કરવો નહિ.

કુંવારી જીંદગી કોઇએ ગાળી નથી. અને ગળાશે પણ નહિ. કુંવારી જીંદગી ગાળવાથી મોક્ષગતી મળતી નથી. પણ અધોગતીને પામે છે. વૃક્ષ મુળીઆંથી ટકી રહે છે. તેમ સ્ત્રી પુરૂષની અને પુરૂષ સ્ત્રીની મદદથી ટકી રહે છે. કુંવારા રહેવાથી દુનીઆમાં નીંદાને પાત્ર થાય છે. અને મનુષ્યો જુઠાં આળ ચઢાવે છે. માટે સ્ત્રીએ અવસ્ય મુજબ લગ્ન કરવુંજ જોઇએ અને લગ્ન થયા પછી હાવ, ભાવ અને પ્રીતથી પતિને પોતાના કરી લેવામાંજ શ્રેય છે પતિની સેવા, તપ વ્રત, જાત્રાના કામ સારે છે. માટે પતિને પોતાનું તન. મન. ધન સમજવું" સરસ્વતીએ સ્ત્રી પણાને છાજે તેવો સદબોધ આપતાં કહ્યું.

"ભાભી તમારું કહેવું સત્ય છે. કુદરત આગળ મનુષ્યનું બીલકુલ ચાલતું નથી. કુદરતના નિયમ પ્રમાણે થયા કરે છે. કુદરતના ખેલ અજબ છે. મનુષ્યો પોતાની ઇચ્છા મુજબ વર્તવાને ઘણા ખુશી છે. પણ કુદરત આગળ બીલકુલ ચાલતું નથી. પ્રભુના નિયમ મુજબ જે કંઈ થાય છે. લગ્ન કરવું તે પણ કુદરતનો નીયમ છે. સમય આવે જે કંઇ થાય છે તે તેના નિયમ પ્રમાણે થાય છે. વૃક્ષ નાનું હોય છે અને મોટું થયા પછી ફુલ ફળ આપે છે. વૃક્ષ પોતાના દીલમાં પાંદડા સાથે રહેવા માટે પણ રહી શકાતું નથી પણ તેને પોતાના નિયમ મુજબ ફળ, ફુલ આપે છે. તેમ બાળક જન્મે છે ત્યારે કંઇ પણ સમજતું નથી અને હોંશીઆર થયા પછી મામા, માસી વિગેરે કુટુંબી જનોને ઓળખે છે. અને જુવાન થયા પછી સંસારનો વા લાગે છે. તેને પણ યોગ્ય નિયમ પ્રમાણે મળે છે. જ્યાં સુધી ચંપી, નર્મદા મુગ્ધ છે ત્યાં સુધી દુનીઆ કેવી છે. તે સમજતી નથી. પણ જ્યારે જુવાની આવશે ત્યારે પોતાને શાની શાની જરૂર પડે છે. તેની ખાત્રી થઇ આવશે. વંઝાને પ્રસુતીના દુઃખની શી ખબર પડે તે તો જન્મ આપનાર પ્રસુતીજ દુઃખ જાણે છે. તેમ જુવાની દિવાની ચાર દિવસ છે. છતાં ચાર દિવસમાં અજબ રંગ બતાવે છે. ચંપી તારો વખત અત્યારે નહિ હોવાથી તને ગમે તેટલું કહીશું છતાં તું માનવાની નથી." મણીએ પોતાના પેટનો ઉભરો કાઢયો. તું તારે માની જા. મારે માનવાની જરૂર નથી. એક તો એવી હતી ને બીજી પણ થઇ. ભાઇ હોય. સોબતે અસર લાગ્યા સિવાય રહે નહિ. મણી હું તને મારી સમજતી હતી. પણ તું તો મનની મેલી નીકળી. અને તેથીજ તારા

પતિને મનની અંદર મેલ રાખીને હા! ના! હા! ના, કરતી રહીશ.
અને તારા મનના માલીકને મેળવતી રહીશ

"જા, જા ઘેલી મનની મેલી મનને મળવા દેજે;
હા, ના, તું યુદ્ધ મચાવી મનડું હરી લેજે.

ચંપી— "મનડું તારું તનડું તારું, મારું કરીને રહેજે?
સાન કરે તો વહેલી થાજે પ્રેમના પ્યાલા પીજે.

સરસ્વતી—"પ્રેમી તારો, મોહન તારો મનનો માલીક કરજે?
પ્રેમ આલીંગન આપતાં બેની સુખ લઇને ઠરજે?

નર્મદા— "સુખી થાજે બેની મારી સુખે સાસરે જાજે.
મૈયરઆંના મીઠડાં દૂધડાં મનથી જુદાં કરજે.

સરસ્વતી—નાની નણદી મેણાં દેશે વહુ વર આવ્યાં ક્યાંથી,
મારા ભાઇનું ભાન ભુલાવ્યું આમ થયું છે શાથી.

મણી— "જા, જા એની વાતો કરતી મન મનાવે શાને
જોયા હોય તો તેડી લાવ, બકવાદ કરે છે શાને.

ચંપી—"નથી જોયો ત્રીકમ તારો મધુરી મોરલી વાળો.
ગોપી વિનાનો ઘેલો થઇને ભટકે કાન કાળો.

નર્મદા—"મણી ગોપી સૈયર મારી મંદીરમાં જઇને બેઠી
કાન કાળા માટે તે તો કફની કાળી પહેરી.

સરસ્વતી—"મણી ગોપી મંદિરમાં બેઠી ભુલ્યો બંશી વાળો.
રસ્તો જોઇને મણીબા બેઠી શીદને પજવે ઠાલો!

ચંપી— ગાલની લાલી જોઇ બેની દયા કેમ ન લાવે.
તનમાં વાગે તાન તનાતન જુવાની જોરમાં આવે.

મણી—ચંપી સાંભળ ગાલની લાલી આવશે પહેલી આવતા દીઠી કાલે
જુવાનીનું જોર દેખાડે તારો પતિ મુજરા જાણે

જ્યારે જુવાની આવસે ત્યારે થન. થન. થન. નાચવાના. અને તમને નાચતી જોઇ તારા મનનો મોર તારી પાછળને; પાછળ; ફરવાનો.

"બ્હેન હવે હાસ્ય મશ્કરી કરવી બંધ રાખો. વખત ગયો છે. માટે ચાલો ચંપીબા તમારા ભાઇ આવ્યા હશે. માટે મને લઢશે સરસ્વતીએ ઘેર જવા માટે કહ્યું.

અલી ભાભી! મારા ભાઇને તારી જરૂર છે. માટે તું વહેલી થા આવી છે. ત્યારની ઘણીજ ઘણીજ યાદ કરી રહી છે. તારેજ નવાઈ નો છે. અને વળી મારા ભાઇ કયાં એના કરતાં જાય તેવા. છે આ રૂપાળી વહુને જોતા નથી એટલે પોતાની જીભ અને મારા ટાંટીઆ આ વહુને શોધવા માટે જવું પડે જ્યા સુધી ન આવે ત્યાં સુધી મારીએજ જંપ્યા કરે ઓય! બાપ. આ શું!" ચંપીએ હાથનો લટકો કરતાં કહ્યું.

"ભાભી ચાલો આપણે એતો બે પાંદડે થઇ રહી છે. અને જ્યારે ચાર થશે ત્યારે તો જમીન ઉપર પગ પણ મુકશે નહિ. બધું જુઓને એની જીભ "કહી મણીએ સરસ્વતીનો હસ્ત પકડી ખેંચતી ચાલતી થઈ તેની પાછળ ચંપી, નર્મદા ચાલવા લાગ્યાં એટલામાં ચંપી પુનઃ બોલી ઉઠી.

"મણી ખોટું લગાડીશ નહિ. એતો સૈયરની શિખામણ છે." કહી સર્વે જણી ઓ હંસ ગતીની ચાલ ચાલતી સૌ. સૌના મકાન્ તરફ રવાના થઈ ગઈ.



## પ્રકરણ ૨૭ મું.



### એમાંથી ખરૂં શું?



સવારના દશ વાગ્યાનો સમય છે. મણી પોતાના ખાનગી રૂમમાં બે ઢીંચણ વચ્ચે શીર રાખી બેઠેલી જણાય છે. તેનું ગુલાબ સરખું મુખાર્વીંદ નીઃસ્તેજ થઈ ગયું હતું. ગાલ ઉપરની લાલી ચિંન્તાથી પલાયન થઇ ગઇ હતી. તેના અંતઃકરણની અંદર ચીન્તા રૂપી કીડો તેના કાળજાને ફોલી ખાઈ જતો હતો. ઝેરી જુવાની તેના તનની અંદર તનમનાત કરી મુકતી હતી. જુવાનીના જોરથી કાળજું ઉથલ પાથલ થઇ જતું હતું. જુવાની તેને બીલકુલ જંપવા દેતી ન હતી. તેના બદન રૂપી ઉધાનમાં ગુલાબી ગાલો ઝાંખા ગુલાબી પુષ્પ સરખા દેખાતા હતા. ગાલ ઉપરના તલથી બોઝી ભમરનો ડંસ લાગ્યો હોય એમ દેખાતું હતું શ્યામ ડાઘ તેના સુંદર મુખાર્વીંદની અંદર રૂપમાં વધારો કરતો હતો. તેણે લીલા રંગની ઓઢણી ઓઢેલી હોવાથી તેના ગૌરઅંગમાં સુંદર દેખાતી હતી. દાડમ જેવા દંત મગફળી જેવી અંગુલીઓથી મણી નાજુક પુતળીની માફક દેખાતી હતી. રૂપની રંભા, સ્વર્ગની સુંદરી સમાન મણી ચીંતાતુર મુખ મુદ્રાએ તેના શરીરરૂપી બગીચાને ખીલાવનાર માળી વિના બળ્યા કરતી હતી. જાગતાં અને સુતાં પુરૂષનાજ સ્વપ્ના ઉપરા છાપરી આવતા હતા. મણીને કંઇ ખ્યાલ

થઈ આવવાથી પુનઃ બોલી ઉઠી.

હાય ! જ્યાં જુઓ, જ્યાં દ્રષ્ટી કરો ત્યાં સ્વાર્થ સિવાય વાત નથી. પોતાના સ્વાર્થને માટે હજારો પાપ કર્મ કરતા અચકાતા નથી. સ્વાર્થને લીધે પાપી મનુષ્યો પોતાના સ્વાર્થને માટે કુપની અંદર પડવાને માટે તૈયાર થાય છે. અવરની જીંદગી ખરાબ કરવાને તૈયાર થઈ જાય છે. અને સ્વાર્થ અંધ મનુષ્યો પોતાની મતલબને માટે નર્કકુંડમાં પડતાં બીલકુલ ખ્યાલ કરતા નથી. અને સ્વાર્થને માટે બીજાઓનું હીત બગાડી મૃત્યુના મુખમાં નાંખવાને તૈયાર થાય છે.

"પ્રભુ ! પ્રભુ, શું જમાનો આવ્યો છે. નિઃસ્વાર્થી માતા પીતાઓ પણ સ્વાર્થઅંધ થઇ ગયા. પુત્ર વાત્સલ્ય પ્રેમ ભુલી જઇ અધર્મી થઇ ગયા. પોતાના સ્વાર્થને માટે બાળકોની જીંદગી બરબાદ કરે છે. અને બિચારી રંક પ્રજાની જીંદગી ખરાબ કરે છે. તેના ભવિષ્યને ડુબાવે છે. સંસારને ઝેર સમાન કરે છે. પુત્રીઓનો એક સ્વામી નહિ કરતા પોતાના સ્વાર્થની ખાતર દીકરીના દોકડા લઈ એકથી અનેક સ્વામી બનાવે છે. અને તેમની ઇચ્છાને આધીન થવા ફરજ પાડે છે. પૈસાની ખાતર નાત, જાત નહિ જોતાં ગમે ત્યાં દેવાને તૈયાર થઇ જાય છે. ધર્મના નામે ધતીંગ કરનાર માતા પીતાઓ સ્વાર્થની ખાતર પોથાં તેને થોથા સમજી ધર્મને જુંઠા સમજી બાળકના ભવિષ્યને બગાડે છે. હર! હર! શું જુલ્મ! હાય! કળીયુગ તારો અજબ ખેલ ગજબ ચિતાર થઈ રહ્યો છે. માતા. પિતાઓ પોતાના બાળકો ને વેચી પૈસા ખાસે હાજર રહી ખોટાં કૃત્યો કરાવશે તો પછી સૃષ્ટી રસાતાળ થઇ જશે. ઓ શેષનાગ પૃથ્વીને તારી પીઠ ઉપર લઈ શું

બેસી રહયો છે. ડોલાવી દે. સૃષ્ટીના પાયા જડમુળથી ઉખેડી નાંખી પૃથ્વીનો પ્રલય બનાવી દે.

હાય! શું તારા ઉપર પાપ થઈ રહ્યાં છે. તું સત્યનો બેલી છે. છતા પાપના કેમ પોટલાં બાંધે છે. પાપી જનો ઉપર તમામ ભાર ઉતાર જેથી પાપીઓનો નાસ થઇ જાય.

હાય! શું જમાનો આંવ્યો છે. એકથી અનેક સ્વામી પુત્રીઓને કરાવે વસુકાજે વેચે છે ઢોરોની માફક કીંમત ઠરાવે છે. અને પોતાની ઉછરતી પ્રજા ઉપર તાગડધીના કરે છે. ઓ સ્વાર્થી માતા પીતાઓ તમે દુનીઆમાં પત્થર સમા છો. તમારી જીંદગી કીડા સમાન છે. હાય! આતો કહેવાતો બાપ કે ઝેરી સાપ?" સર્પના ઇંડા હોય છે. ત્યારે તેને સાચવે છે. તેના ઉપર પુરતો બંદોબસ્ત રાખે છે અને ઇંડામાંથી સર્પ રૂપે બહાર નીકળવાથી તેનોજ ભક્ષ કરે છે. તેવીજ રીતે ચાલુ જમાનાના પીતાઓ કરે છે.

કન્યા વિક્રય મહા પાપ છે. કન્યા વિક્રય કરવા કરતાં માંસ ખાવું હજાર દરજ્જે સારૂં છે. હરી! હરી! શું જમાનો આવ્યો છે. પીતા પોતાના બાળકોનો ભક્ષ કરવા લાગ્યા. વાડ બગીચા અંદરના ફુલ ફળો ખાવા લાગશે. ત્યારે હરિ અવતાર ધારણ કરી પાપીઓનો નાશ કરશે. હાય! અફસોસ અધર્મ તારો અમલ દરેકના અંતઃકરણની અંદર દાખલ થઇ ગયો છે. અનીતિ રગોરગમાં પ્રસરી ગઇ છે. તેથી નીતિ, ધર્મ ડુબી ગયો. ઇજત, આબરૂ, ધર્મ, નીતિ પલાયન થઇ ગયાં. ધર્મીષ્ટ માણસો સ્વર્ગના સુખ ભોગવવાને પરમાત્માની હજુરમાં દાખલ થઇ ગયા છે. અને પાપી જનોજ આ જમાનામાં રહી ગયા છે."

મણી આ પ્રમાણે ઉદ્‌ગારો કાઢી રહી છે. એટલામાં "સુંદર લાલ, ઓ સુંદરલાલ અવાજ આવતાં તે ઊદ્‌ગારો પલાયન થઈ ગયા. અવાજ ક્યાંથી આવે છે, તે સાંભળવાને માટે તેની દૃષ્ટિ અવાજ આવતો હતો. તે તરફ ગઈ કે 'સુંદરલાલ ઘરમાં છે કે" ના ઉદ્‌ગારો કાઢતો એક તરૂણ પુરૂષ આવીને ઉભો રહ્યો મણીની દ્રષ્ટિ આવનાર નવયૌવન પુરૂષ ઉપર પડતાં તી સાથે જીગરના તારો ઝણઝણી ઉઠયા. ભાન ભુલી દિવાની બની ગઇ, તેની સાથે આવનાર પુરૂષને જોતી હતી. તેના કરતાં આવનાર પુરુષને વધારે અસર હતી ભાન ભુલી દિવાનો બની ગયો હતો તેની ચક્ષુઓ આગળ દેખાતી હતી. ભાન ભુલી પુતળાની માફક જડવત્ થઇ ત્યાંજ ઉભો રહયો. તેના ચરણો આગળ નહિ વધતાં દાદર ઉપરજ ઠરી ગયો. સુંદરની પાસે જઇ શકયો નહિ.

જે વખતે તરૂણ પુરૂષે સુંદર મકાનમાં છે. એવા ઉદ્‌ગારો. અને મણીએ આપેલો જવાબ સુંદરના મગજની અંદર ઘોળાયા કરતો હતો; સુંદરના મગજની અંદર કંઈ વિચાર થઇ આવવાથી બેઠો હતો ત્યાંથી એકદમ ઉભો થઇ બોલાવનાર કોણ છે તે જોવા માટે એકદમ જ્યાં આગળ તરૂણ પુરૂષ અને મણી નયનની મોરલીએ નાચી રહી છે. રમી રહી છે. ત્યાં આગળ આવતાંજ બારણાની અંદર ચરણ મુકયો કે બંનેને જોઇ સુંદર ત્યાંજ થોભી ગયો. કમાડની ઓથમાં સંતાઇ ગયો કે તેની કાને દાંએ નાચ મુજબ અવાજ આવ્યો.

"રતિલાલ પ્રેમનો પાઠ ભણાવનાર ચક્ષુઓથી કાળજાં વીંધી શું કરવાના છો.

મણીની ટકોરથી રતીલાલ ચમકયો શુદ્ધામાં આવ્યો. શરમના

પડદાને તોડી. ફાડી દઈ એક બાજુ મુકી પુનઃ બોલી ઉઠયો.

"બાળા પ્રેમની મોરલીએ નાચનારાં પ્રેમી જનોના કાળજાં પ્રથમ નયનની કટારીથીજ વીધાઈ જાય છે. અને પ્રેમી જનોના મન કદાપી કાળે શાંન્તીમા રહેતા નથી. પ્રેમમાં પડેલા મનુષ્યો ભુખ તૃષાને વેઠી ખરા પ્રેમી સાથે ફરે છે. અને પ્રેમના લીધેજ જંગલ જંગલ રખડયા છે. અને તેવા શુદ્ધ અંતઃકરણથી આપને હું ચ્હાઉં છું.

"રતિલાલ! પ્રેમ તેજ સ્વર્ગ છે. પ્રેમથી અવર પુરૂષો પોતાના થઈ જાય છે, પણ હું આપની કેવી રીતે થઇ શકીશ. રતિલાલ મારા ભાગ્યની દેવી રૂઠેલી છે,"

કહી મણીએ ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. આથી રતિલાલનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. કાળજું ઉથલ પાથલ થઇ ગયું. આંખે અંધારા આવવા લાગ્યાં. પણ કંઇ વિચાર થઇ આવવાથી બોલવા લાગ્યો.........

"મણી! તમારા ભેદ ભર્યા વાકયોથી હું બીલકુલ સમજી શકતો નથી, તમારા ઉપર ભાગ્યદેવીને રૂઠવાનું કારણ? રતિલાલે પ્રશ્ન કર્યો.

"કારણ સ્વાર્થી પીતાનું છે. હાય! પ્રભુ સહાય." કહેતાંની સાથે મણીની ચક્ષુઓમાંથી આસુ ટપકવા લાગ્યાં હૃદય ચિરાઇ જવા લાગ્યું. તેની અસર રતિલાલને થઇ. અને મણીની જેવી દશા થઇ હતી. તેથી અધીક દશા થઈ કંઠ રૂંધાઈ જવા લાગ્યો. પણ કંઇ ધીરજ આવવાથી પુનઃ ઉદ્દગારો કાઢયા.

"મણી! શું તમારા પીતાશ્રી લગ્ન કરવાને માટે ના કહે છે. પ્રશ્ન કર્યો. "રતીલાલ! મને કંઇ પુછશો નહિ. મારૂં અંતઃકરણ

બળીને ખાખ થઇ જાયછે. મારૂં હૃદય ચીરાઇ જાય છે. હાય! રતિલાલ મારા ભવિષ્યની અંદર શું લખાયું છે. તેની મને સમજ પડતી નથી. પણ એટલું સમજાય છે કે મારી જીંદગી બરબાદ થઇ જશે. મારૂં ભવિષ્ય ધુળમાં મળી જશે. હાય! રતિલાલ સહાય થાઓ.

મણીએ ઉદ્‌ગારો કાઢયા.

"બાળા ગભરાશો નહિ. સર્વને સહાય થનાર પરમાત્મા છે. નીરાધારનો આધાર મહાન પ્રભુ તૈયાર છે. બાળા મારૂં ચાલશે ત્યાં સુધી તમને મારાં કરી લઇશ. ફીકર રાખશો નહિ, કનૈયો કાલ સૌનો મદદ ગાર છે" રતીલાલે ધીરજ આપી.

"રતિલાલ. રતિલાલ મને આશામાં નિરાશા જણાયછે. તમારા ઉદ્‌ગારો તમારા મુખમાં રહેવાના. મારા નસીબની અંદર દુઃખજ લખાયું છે. તો પછી આપ મને તમારી કેવી રીતે કરી શકશો' મણીએ નિરાશા જણાવતાં કહ્યું...

'બાળા! કાળા માથાનું માણસ ધારેતો જમાનો બદલાવી, પલટાવી નાંખવાને તૈયારછે. જળને ઠેકાણે સ્થળ. અને સ્થળને ઠેકાણે જળ કરવાને શક્તિવાન થાય છે. તો તમને સુખી કેમ નહિ કરૂં. પ્રભુ સર્વ સારા વાના કરશે.

"રતિલાલ ગુલાબનું પુષ્પ સુગંધીદારછે. પણ કુદરતે તેની અંદર કાંટા મુકલાછે. તેવીજ રીતે આપ મારા ઉપર સ્નેહ રાખો છો. પણ પ્રભુના તરફથી મને કાંટાજ મળેલાછે." મણીએ કંઇ મર્મથી કહ્યું.

"શું કાંટા? રતિલાલે ગભરાતાં ગભરાતાં પ્રશ્ન કર્યો.

"હા! તેજ કાંટા અને તમારા વચ્ચે અને મારા નસીબની અંદર પડેલા પ્રેમના કાંટા એક કાંટા કઇ બાજુ જશે. અને બીજો કાંટા કઈ બાજુ જશે તેની ખબર મને નથી. મહાન પ્રભુ તે જાણેછે" મણીએ પ્રત્યુતર આપ્યો.

"શું! ત્યારે તમારાં લગ્ન થઈ ગયાં છે? રતિલાલે પ્રશ્ન કર્યો.

"રતિલાલ સ્વાર્થ આગળ લગન નહિ પણ અગન થવાની છે. સ્વાર્થને માટે પ્રાણ પલાયન કર્યા સિવાય છુટકો થવાનો નથી. લગ્ન ચોરીમાં નહિ પણ ચીતામાં થવાના છે. શ્રીફળના સ્થળે શ્રીફળ વીવાનું બારસું થશે. જ્યાં આગળ સ્વાર્થ છે. ત્યાં આગળ સુખ સ્વપ્નાની અંદર પણ રહેતું નથી. અફસોસ! રતિલાલ મારા પીતા સ્વાર્થઅંધ થઈ મારી જીંદગી બરબાદ કરવા બેઠા છે. દીકરીના દોકડા લઇ ધનવાન થવાને કમર બાંધી છે. એકના સાત હજાર લઈ બીજાના દશ હજાર લેવાનો વિચાર કર્યો. પ્રભુ હવે! સહાય થાય. મારો હવે એકે આધાર નથી." કહી મણી રડી પડી. છાતી એકદમ ભરાઇ જવાથી ડચુરો બંધાઇ ગયો. આંખે અંધારાં આવવા લાગ્યાં. ચકરી આવવાથી મણી જમીન ઉપર પડવાની તૈયારીમાં હતી. એટલામાં "મણી! એમાંથી ખરૂં શું?" ઉદગારો રતીલાલે કાઢ્યા. મણીએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. પણ તેને બદલે "રતિલાલ કંઇ નહિ" સુંદરે બહાર નીકળી પ્રત્યુતર આપ્યો.

પ્રત્યુતર મળતાંજ બને જણ શુદ્ધીમાં આવ્યા. સુંદરને જોતાંજ મણી શરમાઈ ગઇ. નીચે દ્રષ્ટી કરી જમીન ખોતરવા લાગી. શરમના શેરડા તેના મુખ ઉપર પડી ગયા. રતિલાલ પણ શુદ્ધીમાં આવવાથી સુંદરનો હસ્ત પકડી ચાલતો થયો. મણીએ રતિલાલ તરફ ત્રાંસી નજર ફેંકી ગૃહ કાર્યમાં ગુંથાઈ.

# પ્રકરણ ૨૮ મું.

## શું! મણી ગઈ?





પાપીઓ ધર્મમાં નહિ. ધર્મીઓ પાપમાં નહિ. ભડકું ભાતમાં નહિ. નપુંસક વર્ણમાં નહિ. તેમ એકલસુરો એકલહઠી સ્ત્રી કંઇ પણ કામમાં આવતા નથી. પાપી મનુષ્યો કદાપી કાળે કોઇનામાં ભળતા નથી. અને ભળે છે તો તેના થઇ તેનુંજ સત્યાનાશ કાઢે છે. ગુદાને હર વખત ધુવો. દોરડીને બાળો. દુર્ગંધને ટાળો. જળને લાકડીથી મારો પણ તે મરતું નથી. લાકડીથી જળનો નાશ થતો નથી. તેમ પાપી મનુષ્યોને ગમે તેટલો સદબોધ આપો. પણ તેના અંતઃકરણની અંદર જે મલીન વિચારો છે. તેનો બીલકુલ નાશ થતો નથી.

કાજળથી ભરેલી કોટડીની અંદર,... બળતા અગ્નીની અંદર, પાણીના પુરની અંદર કાળના મુખની અંદર આવેલો માણસ કદાપી કાળે બચી શકતો નથી તેમ પાપી પોતાની કદી જાળમાં ફસાવ્યા સિવાયં રહેતો નથી. દુર્જનની સોબતથી બંને બાજુથી નુકશાન થાય છે. અગ્ની પ્રજ્વીત હોય છે. ત્યારે તેને હાથ અડકવાથી દઝાય છે. અને ઠંડો થવાથી હસ્તને કાળા કરે છે. તેમ દુર્જન મિત્ર હોય છે. તો પણ ખરાબ સોબતમાંથી નખોદવાળી દે છે. અને દુશ્મન થયા પછી પોતપોતાનો અમલ બરાબર બેસાડી દે છે. માટે દુર્જનથી દુર જઇને વસવું તે હજાર દરજ્જે સારૂં છે. માટે ભુલેચુકે મારા સુજ્ઞ

વાંચક બંધુઓને પ્રાર્થના કરૂં છું કે દુર્જનની સોબત કરશો નહિ અસ્તુ.

તન જાએ છો ભલે, મન જવા દેશો નહિ.

જોઇ તપાસી કામ કરજો સાહસ કદી કરશો નહિ.

મધ્ય રાત્રીનો સમય છે. પ્રાણી માત્ર નીદ્રા દેવીના શરણે પડેલાં છે. સર્વ શાંન્તીનું સામ્રાજ્ય પથરાઇ ગયું છે. રાત્રીએ અંધકારની ઓઢણી ઓઢી લીધી છે. તેની અંદર આકાશમાં ઉગતા તારાઓથી ઓઢણીની અંદર વટાણાની ભાત પાડેલી હોય એમ જણાય છે. તમરાનો અવાજ હરવખત થયા કરે છે બીજા દિવસે વરસાદ થએલો હોવાથી દેડકા ડેંડેંડેંડેં નો ધ્વની કરતા જણાય છે. આવા સુખ શાંન્તીના સમયમાં માણેકના મકાનની અંદર મંદ પ્રકાસ આપતો દીપક બળી રહ્યો છે. તેના મકાનની અંદર ત્રીભોવનના ખાનગી રૂમમાં એક પુરૂષ આરામ ચેર ઉપર પડયો પડયો. પોતાના વિચારોને નિર્ણય કરવાના હેતુથી બેઠેલો છે તેની પાસે બીજું કોઇ દેખાતું નથી. એટલામાં "મણીએ ચતુરાઇ વાપરી" એટલાજ ઉદગારો કાઢતાંની સાથે પાછો તેજ સ્થાનિમાં બેસી રહ્યો. તેના મગજની અંદર કંઇના કંઇ વિચારો થવાથી તેની જીભ્યાને એવી તો દબાવી દીધી કે તેનાથી આગળ બોલી શકાયું નહિ.

સુજ્ઞ વાંચક બંધુઓ તે પુરૂષ બીજો કોઇ નહિ. પણ કન્યા વિક્રય કરવા તૈયાર થનાર દુષ્ટ ત્રીભોવનદાસ હતો. એકલ સુરો ત્રીભોવનદાસ પોતાનો કેટલોક ટાઇમ એકાંતમાંજ ગાળતો જ્યારે પોતાને અઘોર કૃત્ય, કરી પાપકુંડમાં પડવાનો વિચાર થતો ત્યારે પોતાની એકાંત જગોમાંજ બેસી પોતાના પાપી વિચારો સીદ્ધ કરી લેતો તેને પોતાની પાસે બેસવું ગમતું ન હતું માત્ર તેનો પૈસો પીય

હતો. ચમડી જાય પણ દમડી ન જાય તેવો તેનામાં ધારો હતો. એક પૈસા માટે હજારોનો સ્વાર્થ બગાડનાર, સેંકડો જનોના પેટ ઉપર ચરણ મુકનાર ચંડાળ હતો. પાપી વાસનાને લીધે તેને બીલકુલ ચેન પડતું નહિ. માત્ર પૈસાના તાનમાં તણાઈ જતો મીત્ર પૈસો બૈરી છોકરાં પૈસાને સમજતો હતો. ત્રીભોવનદાસનું વજ્ર જેવું કઠણ હૃદય કોઇનામાં ભળતું નહિ. અને મળવા જતાં તરત કંકાસ કરી મુકી જુદો થઇ જતો.

કુદરત તરફથીજ કચ્છી લોકની અંદર દયા ઓછી આપવામાં આવેલી હોવાથી ત્રીભોવનદાસ કઠોર કચ્છીના નામે ઓળખાઇ જતો હતો. ત્રીભોવનદાસનું હૃદય કઠોર હોવાથી દયા દેવી તેના અંતઃકરણની અંદરથી સદાને માટે પલાયન થઈ ગઈ હતી. તેથી કરી તેનું અંતઃકરણ પાપ કર્મ કરતાં બીલકુલ અચકાતું નહિ. ગમે તેવાં અઘોર કૃત્ય કરવાને તયાર થઇ જતો હતો.

સુજ્ઞ બંધુઓ જેનું અંતકરણ કાબુમાં નથી. તો પછી તન કેવી રીતે રાખી શકે. મન ત્યાં તન જાય છે. મન ગમે તેવા સુમાર્ગે તનને દોરેછે. અને તેથી કરીને તનમાં રહેલો આત્મા દુઃખી કે સુખી થાય છે. જ્યાં સુધી મન મળ્યું નથી. ત્યાં સુધી કંઇ પણ મળ્યું નથી. દુધની અંદર ઘી માખણ, મલાઈ વિગેરે તત્વો દુધની અંદર સમાઇ ગયાં છે. તેમ મનની સાથે તન, તનની સાથે વાસનાઓ સમાઇ ગએલીછે. દુધને જે રૂપમાં ફેરવવા ધારીએ તે રૂપમાં ફરી જાયછે. અને તેની અંદરના તમામ તત્વ ખરાબ થઇ જાયછે. તેમ મન ફેરવવાથી તન ફરેછે. અને તનના ફરવાથી આધી, ઉપાધી થાયછે.

ચક્રની માફક મનુષ્યનું ફરતું અંતઃકરણ તનને કદાપી કાળે શાંન્તિમાં રહેવા દેશે નહિ. મન ઘણું કરીને હાલના જમાનામાં ખરાબ રસ્તે દોરાય છે. અનીતિ, અધર્મ કરવાને તૈયાર થાયછે. પણ તેવા કુમાર્ગે નહિં જતાં સુમાર્ગે જવાથીજ આપણું શ્રેય થવાનું છે.

પ્રભુ ભક્તિ વીહીન મનુષ્યો જીવતા હોવા છતાં મરેલા છે. પણ જે મનુષ્ય ભક્તિ કરતાં કરતાં દેહ ત્યાગ કરે છે તેનો જન્મારો સફલ થાય છે. અને અનંત જ્ઞાન પ્રાપ્ત કરે છે. માટે તમારા અંતઃકરણને સુમાર્ગ તરફ દોરવાથી તન ચંદનના કાષ્ટથી બળશે. નહિં તો ગીધ, શ્વાન કાગડાનો ભક્ષ થશે.

ત્રીભોવનદાસ પોતાના ખાનગી રૂમમાં વીચાર કરતો બેઠો છે. એવામાં કોઇએ "ત્રીભોવનદાસ", એકજ અવાજની સાથે કંઈ પણ વિચાર કર્યા સિવાય એકદમ ખુલ્લી બારીથી અંદર ડોકયું કર્યું કે તેની દ્રષ્ટીએ એક પરૂષ ઉભેલો દીઠો. પુરૂષને જોતાંજ "કોણ છે?" પ્રશ્ન કર્યો.

"એ તો હું સામલો" સામલા નામના પુરૂષે પ્રત્યુત્તર આપ્યો.

"મારૂં શું કામ પડયું કે અત્યારે ઘર પુછતો આવ્યો છે. જા અત્યારે મારૂં કંઇ કામ નથી. અને કદાચ કામ હોય તો સવારે વહેલો આવજે." ત્રીભોવનદાસે ધુતકારી કાઢતાં કહ્યું.

"અરે શેઠ! મારૂં તો શું કામ હોય પણ તમારૂં કામ એક પરદેશીને પડયું છે. અને તેનણે આ કાગળ તમારા ઉપર કરી આપ્યો છે. તે લ્યો અને પછીથી તમારે જે કરવું હોય તે કરજો." સામલાના મુખમાંથી પરદેશીનું નામ સાંભળતાંજ ત્રીભોવનદાસની કળીએ કળી

ખીલી ગઇ. અંતઃકરણ પ્રફુલ્લીત થઈ ગયું. અને એકદમ દાદર ઉખેડતાંની સાથે ખુસી થતો હેઠે ઉતર્યો. કે સામલાએ પત્ર ત્રીભોવનદાસને આપ્યો. ત્રીભોવનદાસ પત્ર લઇ પોતાના ખાનગી રૂમમાં આવી મંદ બળતા દીપકને પુનઃ પ્રકાશીત કર્યો. અને પત્રની અંદર શું લખ્યું છે તે વાંચવા માટે દીપકની પાસે જઇ નીચે પ્રમાણે પત્ર વાંચવા લાગ્યો.

"પ્રિય ત્રીભોવનદાસ !

તમારો તાર મને મળી ગએલો હોવાથી હું ભુખ, તરસ વેઠી આટલે દુર આવી પહોંચ્યો છું. તમારી સરત પ્રમાણે રૂપીઆ લઇ જાઓ. અને તે રૂપીઆ લેવા આવો એટલે તમારી દીકરીને સાથે લાવજો. રૂપીઆ તમારા અને કન્યા અમારી. જ્યાં સુધી તમારી દીકરી અમારા સ્વાધીનમા નથી આવી ત્યાં સુધી રૂપીઆ મળી શકશે નહિ. અને તેની તમારે વધારે પડપુછ નહિ કરતાં કરાર પ્રમાણે વર્તવાથી સારૂં છે. હું અત્રેની ધર્મશાળામાં બે કલાક રોકાવાનો છું માટે તેટલા વખતમાં આવી નહિ પહોંચ્યો તો મારો પતો બીલકુલ લાગવાનો નથી. માટે તમારી ખુશીમાં આવે તો કાંતો પૈસા લઈ જાઓ કાંતો તમારી દીકરીને આપી જાઓ અને પૈસાની જરૂર ન હોય તો તમારી ત્રણ કલાક સુધી રાહ જોઈ રવાના થઇ જઇશ. માટે તમોને યોગ્ય લાગે તે પસંદ કરશો.

લી० આપનો હિતેચ્છુ
**એક પરદેશી મુસાફર**

પત્ર વંચાઇ રહેતાંની સાથે ત્રીભોવનદાસને ભરઢોળ થવા લાગી, હાથ પગ ઢીલા થઇ ગયા, બે પરવાઇનું લખાણ વાંચતાંજ હાંઝાં ગગડી ગયાં. અને એકદમ બોલી ઉઠયો.

"ઓ મારા દીકરા તેં તો કાગળ લખીને ડાટ વાળી દીધો. એમ નથી સમજતો કે મણી કંઇ વાટમાં છે. ઝેરી સર્પના શીર ઉપરની મણી અને આ મણી બરાબર છે. તે કેમ કરી લેવાય પ્રથમથીજ મને નિરાશ બનાવી દીધો છે. તો પછી બે કલાકમાં મારે તેને કયા વાકયોમાં સમજાવવી. મણી હવે બીલકુલ મારા કાબુમાં આવે તેમ નથી. હવે શું કરવુ. આ તો ચકમક દાંડીયો ચકમકમાંજ હવેલી લેતાં ગુજરાત ખોઇ" એજ ઘાટ થયો છે. વ ત હાથમાંથી ગઇ છે. બીલકુલ કબજામાં રહી નથી. મણી મને બરાબર જાણી ગઇ છે. એટલે મારી પાસે પણ ઉભી રહેતી નથી. મને જુવે છે તો જાણે યમદુતને જોયો. હું આવું આમ તો નાસી જાય એવા રસ્તે આતો સુડી વચ્ચે સોપારી થઇ આ પ્રમાણે ઉદ્દગારો કાઢી શાંન્ત થયો પણ પાછા તેના વિચાર બદલાવવાથી પુનઃ બોલી ઉઠયો.

"ત્યારે હવે શુ કરવું સ્યામદાશની માફક કર્યું હોત તો શું. થાય ના બાપલાના, સ્યામદાસ તો શાળાનો બોટ હતો પણ આતો મારો દિકરો ચતુંર જણાય છે. મારા સાગા ઢેડે કાગળમાં બીલકુલ તેના માથે રાખ્યું બંધુએ મારે માથે ઢોળી પાડયું છે. શું ! મારા બેટાની ચતુરાઇ અને તેમાં વળી આપણી ચતુરાઇ શું ચાલવાની હતી. અને કદાચ એમ કરૂં અને ખબર પડી જાય. તો પછી મારા ઉપર ઠગાઇ કર્યા બાબતનો ફોજદારી કેશ થાય તો પછી વગર ભાડાની કોટડીમા ગયાં સિવાય છુટકો થાય નહિ માટે તેમ તો

નહિ કરવું પણ મણીનેજ વળગાડવી પૈસો પાસે હશે તો સૌ સારાં વાના થશે. માટે એજ વિચાર ખરો છે. કે આમ વિચાર કરે કંઈ વળવાનું નથી. રાત થોડીને વેશ ઝાઝા છે. માટે જેટલી ફુરસદ કરવી તેટલીજ કામની છે.

આ પ્રમાણે વિચાર કરી. મણી જ્યાં આગળ સુઇ રહી છે. ત્યાં આગળ આવ્યો. મણી પોતાને જોઇ લે તે માટે દીપકને જરા તેજ કર્યો. કે ત્રીભોવનદાસની દ્રષ્ટી મણીની કેળના સ્તંભ જેવી જંઘા ઉપર દ્રષ્ટી પડતાંજ સ્વાર્થ અંધ ત્રીભોવનદાસે તેનો બીલકુલ ખ્યાલ કર્યા સિવાય એકદમ તેની પાસે જઇને ઊભો રહ્યો. મણીના મુખાર્વીંદ ઉપર તરલ તરલના ફેરફારો થતા હતા. મણી ઘડીકમાં હસતી દખાતી. સંકોચાતી હસ્તનાં લેકા કરતી સુમ્મી કરનાર સ્વમાને વધાવી લેતી હતી. મણીને સ્વપ્નાની અંદર રતિલાલ નજરે દેખાતો હતો. એટલામાં સ્વપ્નવત્ પડેલી મણીએ પુનઃ ઉદગારો કાઢયા. "રતિલાલ મારા મનને ઘણું વાળુ છું. પણ વળતું નથી."

એટલાજ ઉદગારો નીકળતાંની સાથે ત્રીભોવનના અંતઃકરણની અંદર ચરરર કરતો શેરડો પડયો. અને એકદમ મણીનો હસ્ત ઝાલી નિંદ્રામાંથી જગાડી. મણીની નિદ્રા પલાયન થઇ જવાથી એકદમ ઝબકી. પોતાનો હસ્ત કોણે ઝાલ્યો તે જોવા સારૂ પોતાની ચક્ષુઓ ઊંચી કરતાંજ પોતાને જોઇ મણી સરમાઇ ગઇ. શરમના લીધે અગુંઠાથી જમીન ખોતરવા લાગી. એટલામાં "મણી મારી પાસે આવ" કહી ત્રીભોવનદાસ પોતાના ખાનગી રૂમમાં જઇને બેઠો.

મણીને કંઇ શુદ્ધી આવવાથી મોં ધોઇ આંખો સાફ કરી સાવચેત હોંશીઆર બની ગઇ. કે તેના મગજની અંદર સ્વપ્નાના

વિચારો ભરાવા લાગ્યા. પણ પીતાના હુકમનો ખ્યાલ થવાથી તે વિચારોને હડેરી કાઢી નાંખ્યા. ઓઢણી ઓઢી ત્રીભોવનદાસ જ્યાં આગળ બેઠો હતો ત્યાં આગળ આવી મણી ઉભી રહી મણીને જોતાંજ બોલી ઉઠયો.

"મણી તારી જુની ઓઢણીને એક બાજુ મુકી દઇ તારી બાનો સાડલો પહેરી મારી સાથે ચાલ.

"ક્યાં આગળ? મણીએ પ્રશ્ન કર્યો.

"હું લઇ જઉં ત્યાં" ત્રીભોવનદાસે ટુંકાણમાં જવાબ આપી દીધો.

"પીતાશ્રી આપ મને જ્યાં લઇ જશો ત્યાં આવવાને માટે ખુશી છું. પણ તે પહેલાં મને તેની માહીતી મળવી જોઇએ." મણીએ લઇ જવાનું કારણ પુછ્યું.

"મણી! અત્યારે તે બાબત કહેવાની જરૂર નથી. પણ ત્યાં ગયા પછી તને સમજાઇ જશે" ત્રીભોવનદાસે ભવિષ્ય ઉપર વાત કહી.

"પીતાશ્રી રાત્રીના સમયે મને લઇ જવા કરતા સુંદરને લઇ જાઓ કે જેથી તમારા દુઃખમાં ભાગ લેશે. આપની રંક બાળાથી શું થઇ શકવાનું છે.

"મણી મને વધારે બોલાવીશ નહિ. મારે સુંદરની જરૂર નથી પણ તારી જરૂર છે તારાથી જે થશે તે બ્રહ્માથી પણ થઇ શકવાનું નથી.

"પીતાશ્રી બોલતાં વીચાર કરો. જે બ્રહ્માએ સૃષ્ટી પેદા કરી છે. તેજ બ્રહ્મા સર્વ કંઇ કરી શકે છે. માટે મને લઇ જવાનો વિચાર બંધ કરી બ્રહ્મરૂપ સુંદરને લઇ જાઓ તો સારી વાત છે. સુંદરે આ

દગાબાજ દુનીઆની અંદર બ્રહ્માના રૂપે મનુષ્ય અવતાર લીધો છે. માટે તેને સાથે લઈ જવાની ના પાડો છો તો પછી મારી ત્યાં શી જરૂર છે. સુંદર દુનીઆને જેવા રૂપમાં લેવા ધારશે તેવા રૂપમાં લાવી શકશે. માટે આપના સુંદરને સાથે લઇ જવાથીજ ફાયદો છે.

"શું ! આ કઠોરના ત્યાં સુંદર બ્રહ્મ રૂપ છે ?

"હા ! હિરણ્યાકશ્યપને ત્યાંજ પ્રલ્હાદ હરિ રૂપ છે.

"ચુપકર છોકરી અહિંઆં હરિઆની જરૂર નથી. પણ તારી જરૂર છે. માટે તારી સાથે જેટલી ભલમનસાઇ રાખું છું તેટલોજ તેનો ગેરઉપયોગ કરે છે. કેમ ? માટે ચાલ મારી સાથે હું તને બીજી દુનીઆ પતલાવવા ધારૂં છું.

"ચાલુ જમાનાની અંદર માણસો કદાપી કાળે ભલમનસાઇ રાખતાં નથી. પણ સ્વાર્થી લાલચો રાખીનેજ વર્તે છે. મને તેવી પાપી દગાબાજ ભલાઇની જરૂર નથી. આપ મને નવી દુનીઆ દેખાડવા ધારો છો. પણ તે નવી દુનીઆ તમારી પાપી પરસનની સંગતથી જોવી બંધ રાખી છે. અને તેવી દુનીઆ દેખાતી બંધ કરનારનું પ્રભુ કલ્યાણ કરો.

"મણી ! તું મારા હુકમને માન આપ નહિ તો હું તને બંધન કરીને લઇ જવાનો છું. તે નકકી સમજી લજે.

"બાળકોના તેમજ માતા-પીતાઓના ભલાને માટે હુકમ કરતા હોવ તો તેવા હુકમને માન આપવાને ખુશી છું. પણ એકલા પીતાનો જ્યાં સ્વાર્થ સુધરતો હોય અને તેની સાથે બીજાઓના ભવિષ્ય ખરાબ થતાં હોય તેવા હુકમની મારે પરવા નથી. ભલે આપ મને

બંધન કરીને લઇ જશો પણ તમારી સ્વાર્થી લાલચો કદાપી ફળીભુત થવાની નથી. તે નથીજ.

"મણી શું હું તારો પીતા નથી ?"

"દુનીઆની દ્રષ્ટીએ જોવા જતાં તમો મારા પીતા છો. અને મારી દ્રષ્ટીએ જોતાં હું આપને પીતા કહી શકતી નથી. કારણકે પુત્ર હો કે પુત્રી ગમે તે સંતાનહો તેના ઉપર નિઃસ્વાર્થ પ્રેમ રાખનારનેજ પીતા કહી શકાયછે. પણ પીતાના સ્વાર્થની ખાતર જે પીતા પોતાની પ્રજાની જીંદગી બરબાદ કરેછે. તે પીતાનહિ પણ પીસાચ છે. અને એવા સંતાનોએ સ્વાર્થી પીતાને પીતા કહેવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે."

"માન હઠીલી છોકરી; મારૂં કહ્યું માન. આટલી નાની વયમાં આટલું ગુમાન એક નજીવી બાબતમાં કરે છે નિરાશ તો એમ સમજકે તારો બનસે પીસાચ ! તારા રૂધીર, માંસને ચાવી ખાઇ જનાર દાનવ થઇશ.

"ગુમાન નહિ પણ સ્વર્ગનું સનમાન તેજ મારૂં ઇનામ ભલે રૂધીર, માસનો ભક્ષ કરવા આપ દાનવ જાત હોવતો દાનવને હણનાર રામ તૈયાર છે.

"કયા છે તારો રામ ? બતાવ તેને પણ બતાવી દઉં જાહન્નમ મુકામ.

શ્રી રામના ગુન્હેગાર, સ્વાર્થી પીતા ! તેજ રામ, તમારા કપાળમાં અધર્મ આપશે ડામ.

મણીના શબ્દો ત્રીભોવનદાના કાળજાં વીંધી તીરની માફક બહાર નીકળી ગયા. અને એકદમ ક્રોધાવેશમાં આવી મણીને ધક્કો મારી જમીન ઉપર ફેંકી દીધી અને બોલી ઊઠયો.

"મારા હુકમને તાબે ન થવાનું ભોગવતુ ઇનામ, છોકરી, બોલ હજુ પણ કહું છું કે મારા હુકમને તાબે થાય છે કે નહિ.

"નહિ! સ્વાર્થ અંધ પાપી પીતા તારા હુકમને તાબે થયા કરતાં પ્રભુના હુકમને તાબે થવામાં ખરૂં સુખ રહેલું છે. ઓ નીચ પીતા ગેરવ્યાજબી નિર્દોષ બાળક ઉપર જુલ્મ કરવાથી નર્કનો અધીકારી બનીશ દુષ્ટ પીતા મારા દેહની ચામડી જીવતાં ઉતાર, મારી ચક્ષુઓ ફોડી નાંખ પણ અનીતિના રસ્તે કદાપી કાળે જવાની નથી ને નથીજ.

આથી ત્રીભોવનદાસને બળતામાં ઘી હોમાયું. પગથી તે પાનીની શીખા શુદ્ધી ગુસ્સો ચઢી આવ્યો. એકદમ ક્રોધા વેશમાં આવી મણીના કોમળ શરીર ઉપર બે ચાર લાતોનો પ્રહાર એવા જોરથી કર્યો કે મણી બિચારી બેશુદ્ધ થવાની તૈયારીમાં "હાય! આતે પીતા કે પીસાચ" એટલાજ ઉદ્‌ગારો નીકળતાની સાથે મણી બે ભાન થઇ ગઇ.

મણીએ કાઢેલા ઉદ્‌ગારો નીંદ્રાધીન થયેલી માણેકને સંભાળાયા કે એકદમ માણેક નીંદ્રાનો ત્યાગ કરી જ્યાં આગળ ત્રીભોવનદાસ અને મણી છે. ત્યાં આગળ આવી ક્રોધ યુક્ત સ્વરે બોલવા લાગી.

"બાળક ઉપર જુલ્મ ગુજારનાર ચંડાળ એવો કોણ છે?

"હું પોતેજ કઠોર કચ્છી ત્રીભોવનદાસ છું" પ્રત્યુતર મળ્યો.

જુલ્મ ગુજારવાનું કારણ" માણેકે ફરીથી પ્રશ્ન કર્યો:

કારણ મારી ખુશીનું છે. તેમાં તારે વચમાં પડવાની શી જરૂર

છે." ત્રીભોવનદાસે પ્રત્યુતર આપ્યો....

"ખુશીના કહેનાર પતિ મનુષ્યની ખુશી કદાપિ કાળે કામમાં આવતી નથી. અને તેવી ખુશી પાપી મનુષ્યોની કોઇ દિવસ હોતી નથી, પણ હર હંમેશાં ગમગીનીમાંજ રહે છે. ખુશી મહાન પ્રભુની હોયછે. કે જેથી સુખેથી પોતાના નીર્દોષ બાળકોને બચાવી શકેછે. સ્વાર્થઅંધ પતિ આ તારી ખુશી નથી. પણ ગમગીનીછે. અને તમારા જુલમનો બદલો મહાન પ્રભુ આપશે. માટે વિચારો તમારા નિર્દોષ બાળકો ઉપર જુલ્મ કરશો નહિ. નહિ તો મહાન પ્રભુ કોપાયમાન થઇ આખી દુનીઆના દુઃખો તમારા ઉપર ઢોળી પાડશે. તેમાં તમે દટાઇ દુઃખી થશો. માટે આપની દિન દાસી ઉપર દયા લાવી મારૂં કહ્યું મનો.

માણેકના લાંબા ભાષણથી ત્રીભોવનદાસ ચીડાઇ ગયો. અને એકદમ ક્રોધી થઇ બોલવા લાગ્યો...

"પ્રભુની પુંછડી! પ્રભુ પ્રભુ શું કરે છે. પ્રભુ મને શું કરનારછે. તારા પ્રભુને પહોંચવાની શક્તિ મારામાં છે. તો પછી હું પ્રભુથી ડરવાનો નથી.

"નર્કમાં પડનાર પતિ! આખી દુનીઆ નથી કરી શકતી. દેવ દાનવો નથી કરતા તે મહાન પ્રભુ કરેછે. દુનીઆનો પ્રલય પણ પોતેજ કરવા શક્તિ વાન છે. અને તેને પેદા કરનાર પણ મહાન પ્રભુ છે. તેના આગળ કોઇનું અભીમાન ચાલ્યુ નથી કે ચાલવાનું નથી. જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ અને ઉજડ સ્થાનમાં વસ્તી પણ કરનાર પોતેછે. પ્રભુ! તમારી પાપી

દેહને ધારે તો પળ વારમાં માટીમાં મેળવી દેવા તૈયાર છે. પ્રભુને નહિ ઓળખનાર પતિ! પાપી માણસો પોતાના પાપ કર્યાંથી કાષ્ટની માફક બળ્યા કરે છે. અને તેની રાખ થઇ નર્કમાં પડે છે" માણેકે ધર્મનાં વચનોથી સદ બોધ આપતાં કહ્યું.

"કમજાત ઔરત! ધર્મના નામે ધતીંગ કરનાર તારા જેવી હજારો કુલટાઓ મુખથી મીઠું મીઠું બોલે છે. રામ નામ દે છે. પણ અંતઃકરણની અંદર લાલચ હોય છે." ત્રીભોવનદાસે ધર્મની નિંદા કરતા કહ્યું.

"હાથના કંકણને આયનાની જરૂર પડતી નથી. તેમ પાપી મનુષ્યોના અંતઃકરણ જોવાની જરૂર પડતી નથી. પાપી મનુષ્યો તેના કૃત્યોથી ઓળખાય છે. જેનું અંતઃકરણ મલીન હોય છે. તેઓના મનની વૃતીઓ બદલાય છે. અને વૃતીઓ બદલાવવાથી માણસને તેજ બદલાયલી વ્રતીઓ નર્કમાં નાંખે છે. તેમ તમારા મલીન અંતઃકરણથી નર્કના અધીકારી થવાના જેના અંતઃકરણની અંદર મહાન પ્રભુ નથી. તેના અંતઃકરણની અંદર કુમતિ રૂપી કચરો ભરાઇ જઇ અપવિત્ર કરે છે. અને છેવટે અઘોર કૃત્યોથી નર્કના કીડા થઇ નર્કમાં મરવાનું થાય છે. તેમ છેવટે તમારૂં થવાનું છે." માણેકે હિતવચનો કહ્યાં.

"માણેક મારા આગળ બીલકુલ લવારો કરીશ નહિ, અને મણીને શુદ્ધીમાં લાવવાનો ઉપાય કર. મારો અમુલ્ય સમય થઇ જાય છે- માટે જલ્દી કર, મને દશ હજાર લઇ સુખી થવા દે ત્રીભોવનદાસે પોતાની મતલબ સાચવી.

"મણી હાલમાં શુદ્ધીમાં આવે તેમ નથી. તેનો પવિત્ર આત્મા મહાન પ્રભુના દર્શનાર્થે ગએલો હોવાથી. પવિત્ર આત્માને તમારા

જેવા અપવિત્રની સોબતથી અપવિત્ર કરવા માગતી નથી. અને જ્યાં સુધી તમારા અંતઃકરણની અંદર પાપી વિચારોનો વાસ છે. ત્યાં સુધી તેનો પવિત્ર આત્મા તેના તનરૂપી મકાનની અંદર આવવાનો નથી. અને તમારે મણીની જરૂર હોય તો મણીને તેજ સ્થીતિમાં લઇ જાઓ. મારી રજા છે.

"શું ! હું લઇ જાઉં પક્ષિ વિનાનું પીંજર લઈ શું કરૂં કોને આપું ? મારે તેના દેહ રૂપા પીંજરની જરૂર નથી. પણ તેના આત્માનીજ જરૂર છે અને તેના આત્માનાજ દશ હજાર રૂપીઆ લેવાના છે."

"આત્મા શું છે ? તે જે સમજતો નથી. તે મનુષ્ય કેવળ મુર્ખ છે. ચક્ષુ છતા અંધ છે. બહારના દેખાવમાં તે ભલે દેખતો હોય. પણ હ્રદયથી અંધ છે. જે મનુષ્ય આત્માને ઓળખતો નથી. તેવા મનુષ્યો સદાએ અંધ હોય છે.

આત્મા તેજ પરમાત્માં છે. મકાન પ્રભુનો અંશ છે. જેમ ચંદ્ર એક છે. પણ જોનારની દ્દષ્ટીએ દરેકને જુદા સ્થળે જુદોજ જણાય છે. તેમ પરમાત્મા એક છે. છતાં પાપી તેને જુદો સમજે છે. પણ તે જુદો નથી. પણ નીરંજન નીરાકાર છે. માત્ર તેના તેજથીજ આ દેહ ટકી રહે છે, પરમાત્માનું તેજ એજ આત્મા છે. ઇશ્વર પોતે છે. છતાં તેને વેચી તેનો વિક્રય કરી દશ હજાર લેવા બેઠા છો તેથી તમને ધિક્કાર છે. પરમાત્માને વેચે છે. તેજ નર્કનો અધીકારી બને છે. અને નર્ક કુંડમાં પડે છે.' માણેકે ધર્મ શાસ્ત્ર મુજબ કહ્યું.

"નર્ક અને સ્વર્ગ તે હું સમજતો નથી. મારૂં સ્વર્ગ મણીની અંદર સમાયલું છે, મણીને વેચવાથીજ સ્વર્ગ મળે છે. તેમ હું જાણું છું." ત્રીભોવનદાસે ખુલ્લે ખુલ્લું કહી દીધું.

"શીવ ! શીવ ! હાય શો જમાનો આવ્યો છે. પાપી મનુષ્યોના

કેવા અવળા વિચારો હોય છે હૃદય ચક્ષુથી અંધ થનાર મનુષ્ય તે પણ નર્ક છે. કાગડો વીષ્ટાને અમૃત સમજે છે, પણ હંસ પક્ષી તેવી અપવિત્ર ચીજ સામે દૃષ્ટિ પણ કરતો નથી. તેમ તમો વીસ્ટા ઉપર બેસનાર કાગડા છો દીકરીના દોકડા લેવા તે વિષ્ટા સમાન છે. અને તેના ઉપર તાગડધીંનાં કરનાર. તેનો ભક્ષ કરનાર શ્વાન રૂપી મનુષ્ય રૂપે છે. માણેકે પુનઃ ક્રોધા વેશમાં આવી કહ્યું.

"કમજાત! દુષ્ટ! ચંડાળણી બોલતાં વિચાર કર. કેમ તું મારૂં કહ્યું નથી માનતી"

કહેતાંની સાથે ત્રીભોનદાસ જેવો માણેકને મરવા જાય છે. એટલામાં બે સ્યામ વસ્ત્ર ધારી પુરૂષો ત્રીભોવનદાસની સમક્ષ આવી ઉભા રહ્યાં. અને તેમાંના એક જણે ઉદ્‌ગાર કાઢયો.

"ચંડાળ! વીસ્ટાનો આહાર કરનાર કાગડા. કેમ તું નર્કનો અધીકારી થાય છે. શું! સતીદેવીના સદ્‌બોધની બીલકુલ તને અસર થતી નથી. ધિક્કાર છે તારી નીચ વૃતીઓને, ધીટકાર છે તારી જાતને સતી માણેક જ્યાં સુધી મણી તારા મકાનમાં છે. ત્યાં સુધી પાપી તમને સુખે બેસવા દેશે નહિ. માટે કોઇ પવિત્ર પુરૂષની સાથે મણીને આ મકાનનો ત્યાગ કરાવ."

"હાય! મારો આધાર કોઇ નથી" માણેકે પુનઃ ઉદ્‌ગારો કાઢયા.

"સતી નીરાધારનો આધાર શ્રી રામ મદદ કરવા શકિતવાન છે" અંતરીક્ષથી જવાબ મળતાંની સાથે સર્વજણ સ્તબ્ધ થઇ ગયાં.

વ્હાલા સુગ્ન બંધુઓ શ્યામ વસ્ત્ર ધારી બંને પુરૂષો બીજા કોઇ નહિ. પણ શ્યામદાસ અને ભેદી પુરૂષ બંને હતા. અંતરીક્ષથી બોલનાર પવિત્ર પીશાચ હતો. પિસાચનો અવાજ શ્યામદાસે ઓળખ્યો. તેથી તેને કંઇ હીંમત આવવાથી તે બોલી ઉઠયો.

"પવિત્ર પીશાચ અમારે કેટલુંક જરૂરી કામ હોવાથી મણીને

અમારી પાસે રાખી શકતા નથી. માટે સતીના સુખને માટે મણીને કઈ નિર્ભય જગોએ મુકયા સિવાય માણેકને સુખ મળવાનું નથી." સ્યામદાસ આ પ્રમાણે ઉદ્દગારો કાઢી રહયો છે.

એટલામાં "શું મણી જશે" ત્રીભોવનદાસના મુખમાંથી પુનઃ ઉદ્દગારો નીકળતાંની સાથે ચકકર આવવાથી જમીન ઉપર પછડાઇ ગયો. તે પડયો કે બેશુદ્ધ થઇ ગયો. તેની સાથે ભયંકર અવાજ થતાંની સાથે મણી આકાશ માર્ગે ચાલતી થઈ સુંદર અને માણેક જોઇ રહયાં જ્યારે મણી દેખાતી બંધ થઈ ત્યારે "મણી! ગઈ" એટલાજ ઉદ્દગારો નીકળતાંજ માણુક અને સુંદર બે શુધ્ધ થઇ ધરણી પર ઢળી પડયાં. વ્હાલા સુજ્ઞ વાંચક બંધુ અહિંઆંથી કઠોર કર્મી કે ઊછળતા મુડદાંનો પ્રથમ ભાગ સમાપ્ત થાયછે. અને આપ સાહેબોને બીજો ભાગ વાંચવાની જીજ્ઞાસા હોય તો અવસ્ય બીજો ભાગ ખરીદ કરજો.

જેની અંદર ભેદી પુરૂષનો ખરો ભેદ. બહારવટીઆમાં થએલું ભંગાણુ પરસનની દુરદશા. રમણીકનું મુદ્દડું શાંન્તીલાલના ત્યાં કેવી રીતે આવ્યું. રતિલાલના પ્રેમ પાસમાં પડેલી દુઃખી મણી. સુંદરનું પ્રેમીલા સાથે પ્રેમ લગ્ન સતીને મળતું સ્વર્ગનું સીંહાસન. ત્રીભોવન દાસની અધોગતી. સ્યામદાસનું ઉતમ પ્રકારે મરણુ વિગેરે હ્રદય ભેદક ચિતાર આપવામાં આવશે. માટે તમારી મગજ શક્તિને આનંદ આપવો હોયતો ભાગ બીજો ખરીદ કરવા આપને ભલામણુ કરૂં છું. અને મારા પ્રથમ ભાગમાં જે કંઇ આપ સાહેબને દોષ જોવામાં આવ્યા હોય તે દોષોને નહિ જોતાં સુભગુણુ ગ્રહણુ કરશો. અને તે બદલ મારે આપની પાસે "વાહ! વાહ! એટલાજ શબ્દોથી માન આપશો એવી આપની આગળ પ્રાર્થના કરૂં છે